

## અર્પણ

મારા નાનાશા કુટુંબમાં જેનું શુભાગમન
થયું છે, તેવા તે મારા દિલના ગોઠિયા
સમા ચિ૦ જલમીન(દૌહિત્ર )ને.

# ચાચાજી અને બીજા પ્રસંગો

## એક પ્રસ્તાવનારૂપે

૫૭ વર્ષ ઉપરની વાત છે.

મારા સ્વ૦ પિતાશ્રીએ દેશદાઝને વશ થઈ પુસ્તક લખી નાખ્યું. નામ આપ્યું વનસ્પતિની દવાઓ. અંદર ભર્યો દારૂગોળાનો મસાલો. બ્રિટિશ રાજ્ય ત્યારે હતું. પુસ્તક લખનાર રાજ્યદ્રોહી ઠર્યા. પકડાયા અને દેશપાર થયા. રાતોરાત વતન છોડવું પડ્યું. એવી વિષમ પરિસ્થિતિ ઊભી થઈ ગઈ. પાચ વર્ષ મારેની માથે સજા આવી.

સજા ભોગવીને પાછા ફરતા હતા.

એમના મનમાં તો ય એક ધૂન-લગની. જે કહો તે ખરેખરી હતી. સજા ભોગવી લીધી. ચારેક વર્ષ ખૂબ સરસ સુખચેનમાં ગયા. પછી પાછો મનમાં વતનનો સાદ સંભળાયો. 'ચાલ ગડડિયાં સમાલ કે ચાલ.' વાળું ભૂત સવાર થયું

સાથરો લપેટાવા લાગ્યો ને યુગાંડા-(જિન્જા) છોડી સ્વદેશ ભણી ચાલી નીકળ્યા. રસ્તે નૈરોબી(કેન્યાની રાજધાનીનું શહેર)માથી ખબર મળ્યા કે બોટ ઊપડી ગઈ છે. પંદર દિવસ બીજા થોભવું પડશે.

મિત્રને ત્યા ધામા નાખ્યા સિવાય બીજો ઉપાય પણ દેખાયો નહિ.

યોગાનુયોગ દીનબંધુ એંડ્રુઝસાહેબ શાન્તિનિકેતનના ફાળા માટે આવ્યા. તેમની મુલાકાત થઈ. એ જ કામે હિંદી ભાઇઓની સભા પણ થઈ. નક્કી કર્યું. નરસિંહભાઈને સાથે મોકલો. બોટ ઊપડવાને હજી વાર છે. તે યુગાન્ડામા રહ્યા છે તેમનો પ્રભાવ પડશે. ફાળો ઉઘરાવવામા ઠીક મદદરૂપ થશે.

બસ જોઈતું હતું તે જ મળી ગયું !

કુટુંબને મિત્ર ઘેર મૂક્યું. પોતે એંડ્રુઝસાહેબ સાથે જોડાઈ ગયા. પાછા ગયા. રકમ ઉઘરાવવામાં સારી એવી મદદ કરી.

દરમ્યાન એંડ્રુઝસાહેબે સહવાસનો લાભ લીધો. શાન્તિનિકેતનમાં અધ્યાપક તરીકે જોડાવા માગણી કરી. પિતાશ્રીથી ના પડાઈ નહિ. અને શાન્તિનિકેતનમા થોડાંક વર્ષ ગાળી લેવાની મન સાથે મંઝૂરી કરીને જવાની તૈયારી બતાવી.

ગુરુદેવે અનુમતિ આપી. ગુજરાતી અને જર્મન ભાષા શીખવવાનું કાર્ય તેમણે સ્વીકારી લીધું.

શાન્તિનિકેતનમાં ત્રણેક વર્ષ રહ્યા હશે દરમ્યાન 'મલ્લિકજી'નો પરિચય થયો. શાન્તિનિકેતનમાં બે રસોડાં ચાલે. એક બંગાળી. બીજું ગુજરાતી. બંગાળી રસોડે મરછી રંધાય. ગુજરાતી રસોડે તીખું તમતમતું રંધાય. મલ્લિકજીને આ બેમાથી એકેય ન પરવડે.

ગુજરાતી શિક્ષકકુટુંબ ત્યારે અમે એક જ. મલ્લિકજીને અમારે રસોડે નોતર્યા. બસ, ત્યારથી મલ્લિકજી અમારા કુટુંબીજન બની ગયા. એટલે સુધી કે ઉનાળાની છુટ્ટીમા પિતાને ગુજરાત આવવાનું થાય ત્યારે અમને મલ્લિકજીને જ ભાળી દે. "જાગો જાગો. રખ નિંદ ન કરીએ." આ પ્રભાતસૂર પહેલવહેલો એમની પાસેથી જ મળ્યો જે આજે ય મારા કાનને પડદે ગુંજી રહ્યો છે.

તે પછી વર્ષોની ઓટ આવી ગઈ.

પિતા પરલોકગામી થયા.

પૂ. ગાંધીજીની હયાતી હતી, હવે તે વખતની વાત છે.

"હરિજનબંધુ"મા ટૂંકી અને ટચ નોંધ આવી. શ્રી પ્યારેલાલજીએ જ ઘણુંભાગે લીધેલી હોય તેવી. "આજની પ્રાર્થનામાં શ્રી ગુરુદયાલ મલ્લિકે સુંદર ભજન ગાયું" માત્ર વાચવામા આવ્યું પૂર્વસંભારણા એક પછી એક ખડા થઈ ગયા. જોરદાર વિચાર આવ્યો. એમને પત્ર લખવો અને મળવું.

શાન્તિનિકેતનને સરનામે પોસ્ટ કાર્ડ લખ્યો. પ્યારેલાલજીવાળી નોંધનો નિર્દેશ કર્યો. દશેક દિવસ પણ થયા નહિ હોય પત્ર લખ્યે ત્યાં તો માયાળુ જવાબ આવ્યો. મારા પત્રથી તેમને ઘણો જ

આનંદ થયો હતો. પત્રમાં કુટુંબની ખબર અંતર પૂછવામાં આવેલી પિતાશ્રીના અવસાનના ખબર છાપાથી તેમને મળેલા હું શું કરું છું, કયાં કયાં ગયું હતું? સાથીજનોમાં કોણ કોણ છે વગેરે વગેરે. અને તે પછી પોતે તો હવે ઘોળાવાળવાળા બની ગયા છે. મલ્લિકજીને બદલે 'ચાચાજી'થી બધા સંબોધે છે એમ જણાવીને પત્ર પૂરો કરે છે

આમ પેલા જન્મનું પિતૃ-ઋણ જાણે ફેડવા માટે ભગવાને તેમને નિમિત્ત બનાવ્યા ના હોય, તેમ તેઓ અમારે ત્યાં પાછા આવતા-જતા થયા. મલ્લિકજી મટીને સહુના ચાચાજી તે અમારા ય ચાચાજી બનીને બેસી ગયા. એટલું જ નહિ પણ એમનો મોટો પરિવાર આજે જોવાય છે

એક કલાકાર શિલ્પી પોતાની કલાસૂઝથી એક શિલ્પ કંડારે છે, તેમ તેમનું જીવન ગાંધી-ગુરુની કસબી કલાના વિવિધ પાસાઓથી તેમણે ભરપૂર એવી સુંદર મુલાયમ સેજે સજાવી દીધેલું જોવામાં આવે છે. એમનું સર્વોદયપથી હૈયું સાચી માનવસેવામાં પ્રભુના દર્શન પામે છે. લોર્ડ જેવા મોટા રાજપુરુષ(વાયસરૉય)ની મહેનતથી માંડી એક નિર્ધન પીડિત વ્યક્તિ-કુટુંબને દિલાસો આપવા અને ત્યાંથી જ માનવપ્રેમની ફોરમ મેળવવા ઝૂંપડીએ પહોંચી જાય છે

આવી એમની સંપૂર્ણ પ્રેમભક્તિયુક્ત વાણીની સરવણીમાં સરતા સુંદર પ્રેરક અનુભવોનો આસ્વાદ માણવા મળ્યો. પછી અન્ય તેનો લાભ સાથીજનોને આપવાની મારા મનમાં કોઈ ધન્યપળે અભિલાષા જાગી. ન રહેવાયું ત્યારે તેને પત્રમાં ટપકાવવાની શરૂઆત કરી. તેનું જ આ ફળ પુસ્તિકાકારે ફલિત થતું જોઉં છું

પણ તે માટે પ્રથમ તો જૂનાગઢની ગિરિતળેટીમાં શાન્તિનિકેતનને યાદ કરાવે એવી એક નાની સંસ્થા ('રૂપાયતન') લઈને બેઠેલા પેલા શ્રી નવીન-ધીરુ ગાંધીની બંધુ બેનડીનો આભાર માનીશ એટલા માટે કે તેમણે તેમના પ્યારા-મધુ'માં મારી ગાંડીઘેલી કલમે લખાતી વાતોને શમાવી લીધેલી અને પ્રસંગોરૂપે બહાર પાડી વાચક

મગજમાં તે પ્રસંગો વિસ્તર્યા. એટલું જ નહિ પણ તે પુસ્તિકાકારે બહાર પડે એવી જરૂરિયાત ઊભી થતી જણાઈ.

આવો આ એમનો પ્રેમભર્યો સહકાર મારે મન બક્ષિસરૂપ નીવડયો અને આ કૃતિ તેમને જ આભારી છે એમ કહું તો ખોટું નથી.

બેશક, લખવાનો મને મહાવરો નથી. સાહિત્યસૂઝ જેને કહીએ તે પણ મારામાં નથી જ, એટલે એ મોટી ખાટલે ખોડ જગાએ જગાએ દેખાશે. એટલું જ નહિ પણ મલ્લિકજી જેવા અનંતના પ્રવાસી, મેઘનાદ જેવા ગભીર અને મહાસાગર જેવા જ્ઞાની પુરુષ મારા જ નહિ પણ સારી યે સમષ્ટિના વડીલ-ગુરુનું કશું ય આલેખવું, એ તો મહાભારત રચવા જેવું થાય. આ મારી દીનદશા જાણવા છતાં ય સારી, વસ્તુની સૌરભ પહોંચાડવાની લાલચે આ સાહસ કર્યું છે. એમાં થોડું ઘણું છીછરાપણું, થોડું ઘણું આડુંતેડું, થોડું ઘણું વેવલાપણું વગેરે ક્ષતિદોષ દેખાશે તે માટે વાચકગણની ક્ષમા માગીશ અને કૃતિને પ્રકટ કરવામાં સજ્જન પ્રકાશક શ્રી ધનરાજભાઈ કોઠારીનો આભાર માનીશ "કોઈ નહિ બહેન એક વાર ભૂલો દેખાશે. બીજીવાર તે સુધારી લેવાશે." આવા એમના બોલે મને ઘણું પ્રોત્સાહન આપ્યું છે એ કાંઈ જેવી તેવી વાત નથી

અને અંતમાં, ઇમારતની પહેલી ઈંટ તરીકેનું કામ જેમણે કર્યું છે, તેવા તે (શ્રી ધીરજલાલ) ગજ્જરભાઈને કેમ ભુલાય? શ્રી ધનરાજભાઈ સાથેનો પરિચય મારો વર્ષો જૂનો છે એમની સદ્ભાવનાનો લાભ પુસ્તકો મારફતે મને ધરમૂળથી મળ્યો છે પણ પ્રકાશક તરીકેનો સાથ કરાવી આપવાનું અને તે પછી આચાર્યજીની જીવનરેખા દોરી આપવાનું કામ તેમણે પ્રેમપૂર્વક કર્યું છે એ પણ બહુ મોટી ગણું છું. આ જ રીતે પ્રત્યક્ષ કે પરોક્ષ જેમણે જેમણે મને પ્રેરણા અને સહકાર આપ્યા છે તેવા તે સહુને હું ખૂબ વહાલથી નવાજું છું.

ગુરુપૂર્ણિમા, ૨૦૨૨
હરિજનઆશ્રમ,
અમદાવાદ-૧૩.

વિમળા પટેલ

# શ્રી ગુરુદયાલ મલ્લિકજી

પ્રાર્થના પૂરી થઈ અને મુ શ્રી પ્રતાપભાઈએ કહ્યું: "આવતી કાલે પાંચ વાગે પૂ. ચાચાજી આવે છે."

આ શબ્દો સાંભળીને આશ્રમ-કન્યાઓ હર્ષની ચિચિયારી પાડી ઊઠી. નાના બાળકને ચૉકલેટ આપીએ અને એ જેટલું આનંદમા આવી જાય એટલો જ આનંદ પૂ. ચાચાજીનું નામ સાંભળતાં આશ્રમ-કન્યાઓને થયો.

અને આશ્રમ-કન્યાઓને આનંદ થાય એ પણ સ્વાભાવિક છે. કારણ કે પૂ. ચાચાજી એટલે વત્સલતાની એક ભવ્ય મૂર્તિ.

લ્યો ત્યારે, તમને પણ પૂ. ચાચાજીનો પરિચય કરાવું.

પૂ. ચાચાજીનુ નામ શ્રી ગુરુદયાલ. એમના પિતાજીનું નામ નાગયણદાસ અને માતાજીનુ નામ તેજસ્વીબેન. અને મલ્લિકજી એ એમની અટક

પૂ ચાચાજીનો જન્મ ઈ. સ ૧૮૯૬ના મે ની ૭મી તારીખે ડેરાઈસ્માઈલખાનમા થયો હતો.

એમના પિતાજીની નોકરી કોઈ એક ગામે સ્થિર નહોતી. નોકરી માટે એમને અવારનવાર સ્થળાતર કરવુ પડતું.

પરંતુ નાનપણમા તો પૂ. ચાચાજી ડેરાઈસ્માઈલખાનમા જ રહ્યા અને ત્યા જ પ્રાથમિક કેળવણી લીધી.

તેમનુ જન્મસ્થળ એક ગામડું જ હતુ અને તેથી માધ્યમિક શિક્ષણની ત્યા સગવડ નહોતી. એટલે માધ્યમિક શિક્ષણ લેવા માટે તેઓ લાહોર ગયા. લાહોરમા તેમણે માધ્યમિક શિક્ષણ પૂરું કર્યું. મેટ્રિક પાસ થયા અને ઉચ્ચ કેળવણી માટે તેઓ મુબઈ આવ્યા. મુંબઈમા આવીને તેઓ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમા જોડાયા.

આમ પૂ. ચાચાજીને એક સ્થળેથી બીજે સ્થળે કેળવણી માટે જવાનું થયું. પરંતુ તેમા આવા સ્થળાતરથી એક મોટો લાભ થયો.

એ લાભ એ હતો કે તેઓ પ્રાંતીય સંકુચિતતાથી મુક્ત બન્યા અને જુદા જુદા સ્થળો વચ્ચે આત્મીયતા બંધાઈ સગવાળે તેઓ વિશાળ અને ઉદાર મનના બન્યા

પૂ ચાચાજી કોલેજના પ્રથમ વર્ષમા હતા

કોલેજ કાળ દરમ્યાન એમને વાચનનો ખૂબ શોખ દિવસની શરૂઆત જ તેઓ વર્તમાનપત્ર વાચવાથી કર

અને એ રીતે એક દિવસ સવારમા વર્તમાનપત્ર વાચતા વાચતા તેમની નજર એક સમાચાર ઉપર પડી ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરને એમના પુસ્તક ગીતાંજલિ માટે નોબેલ પ્રાઈઝ મળ્યું એ હતા સમાચાર વાચતા જ પૂ ચાચાજીના હૃદયમાં એક જાતનો છૂપો આનંદ વ્યાપી ગયો મનોમન એમણે નિશ્ચય કર્યો જીવનમા એક વખત ગુરુદેવ ટાગોર સાથે સબધ તો બાધવો જ !

અને એજ વખતે નિશ્ચયને અમલમા મૂકવાનો પ્રયત્ન કર્યો એમણે ગુરુદેવ ટાગોરને પત્ર લખ્યો પરંતુ ગુરુદેવ ટાગોરે તુરત જ જવાબ આપ્યો તમે પહેલા તમારો અભ્યાસ પૂરો કરો પછી જ અહીં આવો

ગુરુદેવ ટાગોરનો જવાબ સાભળી ચાચાજીને થયુ ખરેખર, ગુરુદેવ ટાગોર માત્ર સ્વપ્નામા વિહરતા કવિ નથી, વ્યવહારુ પણ છે અને એટલે જ એમણે અભ્યાસ પૂરો કરવાની સલાહ આપી ને !

અને મુંબઈની કોલેજની હોસ્ટેલમા રહીને પૂ ચાચાજીએ અભ્યાસ કરવા માડ્યો એમના અભ્યાસકાળ દરમ્યાન જ એમના પિતાજી પેન્શન ઉપર ઊતર્યા

પૂ ચાચાજી ભણવામા હોશિયાર હતા એમણે તો જોતજોતામા કોલેજનો અભ્યાસ પૂરો કર્યો અને બી એ પાસ થઈ ગયા

પૂ ચાચાજીની હોસ્ટેલમા જુદી જુદી ભાષાઓ જાણનાર જુદા જુદા પ્રદેશના વિદ્યાર્થીઓ હતા આ બધાના સપર્કમા ચાચાજી આવ્યા અને તેઓ જુદી જુદી ભાષાઓ શીખી ગયા આજે તો

ચાચાજી કુલ બાર ભાષાઓ જાણે છે. આ ભાષાઓમાં ઉર્દૂ, હિંદી, ગુજરાતી, બંગાળી, અંગ્રેજી, મરાઠી વગેરેનો સમાવેશ થાય છે.

અને પૂ. ચાચાજી અભ્યાસ પૂરો કરીને વતનમાં ગયા. એમના પિતાજીની અને મોટાભાઈની ઇચ્છા તો હતી કે તેઓ હવે ગ્રેજ્યુએટ થઈ ગયા છે એટલે નોકરી કરવા માડે.

પણ ચાચાજીની ઇચ્છા હતી ગુરુદેવ ટાગોર પાસે શાંતિ-નિકેતનમાં જવાની.

એવામાં ચાચાજી માંદા પડયા.

માંદા એવા પડયા કે સાજા થવાની સૌએ આશા છોડી દીધી. ડૉકટરોએ પણ હાથ ધોઈ નાખ્યા. આથી તેમના પિતા નારણદાસે પૂછ્યું :

બેટા ગુરુદયાલ ! તારી અંતિમ ઇચ્છા શું છે ?

પૂ ચાચાજીએ જવાબ આપ્યો : પિતાજી મારી એક જ ઇચ્છા છે કે જો હું સાજો થાઉં તો મને શાંતિનિકેતન જવા દેવો.

'એ માટે કેટલું ખર્ચ થશે ?'

'સો રૂપિયા.'

અને જાણે જાદુ થયો. તરત જ પૂ. ચાચાજીની તબિયત સુધરવા માંડી. થોડા દિવસમા તો તેઓ પૂરેપૂરા સાજા થઈ ગયા. હરતા-ફરતા થઈ ગયા. આથી તેમના પિતાજીએ એમને સો રૂપિયા આપ્યા અને પૂ. ચાચાજી શાંતિનિકેતન ગયા.

ખૂબ જ ઉત્સાહ અને આનંદથી ચાચાજી શાંતિનિકેતન આવ્યા ! પણ જેમને મળવા આવેલા એ ગુરુદેવ ટાગોર જ શાંતિનિકેતનમાં નહોતા.

આથી પૂ ચાચાજી નિરાશ થયા.

પણ એ વખતે શાંતિનિકેતનમા શ્રી સી. એફ. એન્ડ્રુઝ હતા. એમણે પૂ ચાચાજીને આવકાર્યા પૂ. ચાચાજી મી. એન્ડ્રુઝને અગાઉ કૉલેજમાં મળેલા એટલે ઓળખતા હતા.

એ વખતે ગુરુદેવ ટાગોરની તબિયત સારી નહોતી એટલે દવા કરાવા માટે કલકત્તા ગયેલા.

હવે શું થાય? ઘડીભર તો ચાચાજીને એમ પણ થયું કે લાવ, કલકત્તા જઈ આવું; પણ મી. એન્ડ્રુઝે ના પાડી.

નિરાશ થઈને ચાચાજીએ પાછા ઘેર જવાની તૈયારી કરી. ત્યાં સમાચાર મળ્યા કે ગુરુદેવની તબિયત સારી થઈ ગઈ છે અને આજે રાત્રે શાંતિનિકેતન આવે છે.

ચાચાજી આનંદમાં આવી ગયા. બાંધેલા બિસ્તરા છોડી નાખ્યા.

ગુરુદેવ ટાગોર શાંતિનિકેતન આવ્યા એટલે મી. એન્ડ્રુઝે ચાચાજીની બાબતમાં વાત કરી.

ગુરુદેવ ટાગોરે બપોરના બાર વાગે મળવાનો સમય આપ્યો અને તે પણ પાંચ મિનિટ માટે.

પૂ. ચાચાજી તો આનંદમાં આવી ગયા અને તૈયાર થઈને પોણાબાર વાગે ગુરુદેવના ઓરડા આગળ આવીને બેઠા. બરાબર બાર વાગે મી. એન્ડ્રુઝ એમને ગુરુદેવ પાસે લઈ ગયા.

અંદર જતા જ ગુરુદેવ ટાગોરને પદ્માસનવાળીને બેઠેલા જોયા. અંદર આવતાં જ પૂ. ચાચાજીએ એમને નમસ્કાર કર્યા.

પણ ગુરુદેવે તો પૂ. ચાચાજીની સામે પણ જોયું નહિ, એ તો બારી બહાર જોતા બેસી રહ્યા. ચાચાજીને એમ પણ કહ્યું નહિ કે બેસો.

આથી ઘડીભર ચાચાજીને દુઃખ પણ થયું અને આંખમાં આંસુ પણ ઊભરાઈ આવ્યાં આમ ને આમ ચાર મિનિટ તો પૂરી થઈ ગઈ. માત્ર એક મિનિટ બાકી રહી. પૂ. ચાચાજીનું મન અધીરું થઈ ગયું. આંસુ ભરી આંખે પૂ. ચાચાજીએ મી. એન્ડ્રુઝ સામે જોયું. ... ઇશારાથી હિંમત આપી.

એક મિનિટ બાકી રહી અને ગુરુદેવ ટાગોરે પૂ. ચાચાજી સામે જોયું. ઊભા થઈને ગુરુદેવ ચાચાજીની પાસે આવ્યા. ચાચાજીને માથે એમણે હાથ મૂક્યો અને બોલ્યા :

'હું તને ઘણા વખતથી ઓળખું છું. આશ્રમમાં તારે માટે જગ્યા ખાલી પડી છે. તે માટે ક્યારે આવે છે?'

પૂ. ચાચાજીએ જવાબ આપ્યો :

'આવવા તો ખૂબ ઉત્સુક છું. પણ અત્યારે જ્યાં નોકરી કરું છું ત્યાં એક મહિનાની નોટીસ આપવી પડશે. એ પછી હું જરૂર આવીશ.'

'ભલે. ચોક્કસ આવી જજે.'

અને મુલાકાતની પાંચ મિનિટ પૂરી થઇ. પૂ. ચાચાજી ઘેર પાછા આવ્યા અને નોકરીમાંથી છૂટા થઈ શાન્તિનિકેતનની નોકરી સ્વીકારી પૂ. ચાચાજી શાંતિનિકેતનમાં જોડાયા.

પણ થોડા જ વખતમાં જલિયાંવાલા બાગનો હત્યાકાંડ બન્યો. પૂ. ચાચાજી દીનબંધુની સાથે પરિસ્થિતિનો અભ્યાસ કરવા માટે પંજાબ ગયા. પરંતુ પૂ. ચાચાજીને ત્યાં પાર વગરની મુશ્કેલી નડી. આવી મુશ્કેલીઓ વચ્ચે પણ પૂ. ચાચાજીએ અહેવાલ તૈયાર કર્યો અને ગાંધીજી ઉપર મોકલી આપ્યો.

આપણે દીનબંધુ એન્ડ્રુઝના નામથી જેમને ઓળખીએ છીએ તે જ શાંતિનિકેતનવાળા મી. સી. એફ. એન્ડ્રુઝ.

એ જ દીનબંધુ એન્ડ્રુઝની પાસેથી પૂ. ચાચાજીને 'શિવમ્'ની દીક્ષા મળી.

ગુરુદેવ ટાગોર પાસેથી પૂ. ચાચાજીને 'સત્ય'ની દીક્ષા મળી. સુંદર

અને પૂ. ગાંધીજી પાસેથી પૂ. ચાચાજીને 'સત્ય'ની દીક્ષા મળી.

આમ પૂ. ચાચાજીના ત્રણ મોટા ગુરુઓ અને એ મહાન ગુરુઓ પાસેથી "સત્યમ્ શિવમ્ સુંદરમ્"ની દીક્ષા મળી.

પૂ. ગાંધીજીના સંસર્ગથી પૂ ચાચાજીને સેવાના કાર્યમાં પ્રેરણા–પૂર્વક વેગ મળ્યો છે. પૂ ચાચાજીને સાહિત્યમાં ખૂબ રસ છે. ખાસ કરીને અંગ્રેજી, હિંદી, ઉર્દૂ, અને સૂફીવાદ સંબંધી સાહિત્ય પણ સર્જે છે. સંગીતમા પણ તેમને ખૂબ રસ છે અને તેમા ખાસ

કરીને ભજનોનો. ગુરુદેવનાં ગીતો તેમને સાંભળવાનું ખૂબ જ ગમે છે જો કે તેઓ તે ગાતા નથી.

એક વખતની વાત છે.

એક દિવસે વહેલી સવારે ચાર વાગે પૂ. ચાચાજી સ્નાન કરતા હતા.

સ્નાન કરતા કરતા તેઓ ગુરુદેવ ટાગોરનાં ગીતો ગાતા હતા.

એ વખતે ગુરુદેવ ટાગોર ત્યાંથી પસાર થયા અને ગણગણાટ સાંભળી ગયા.

ગુરુદેવે પૂ. ચાચાજીને બોલાવ્યા.

ગુરુદેવ કહે, કોઈ મારા ગીતોનું ખૂન કરે તે મારાથી જરાય સહન થાય નહિ.

પૂ ચાચાજીએ તરત જ ગુરુદેવની માફી માગી અને પ્રતિજ્ઞા કરી કે હવેથી કોઈ દિવસ ગુરુદેવ ટાગોરના ગીતો ગાવા નહિ.

હજી પણ પૂ ચાચાજી આ પ્રતિજ્ઞાને વળગી રહ્યા છે

*

ઇ. સ. ૧૯૧૯ના ઑકટોબરમા હંટર કમિશન આવ્યું આ કમિશન પાસે કોઇપણ નેતાએ સાક્ષી ન આપવી એવું ગાંધીજીનુ મંતવ્ય હતુ

બીજા બધા નેતાઓ સાક્ષી આપવાના મતના હતા. પણ ગાંધીજીએ તેમને સૌને સમજાવ્યા અને સૌનો મત પણ ફેરવ્યો.

ટાઉન હોલમાં હટર કમિશન બેસવાનું હતું

ગાંધીજીએ પૂ ચાચાજીને કહ્યું 'તારે ટાઉનહોલ આગળ બેસવાનું છે અને જે હિંદી આવે તેને મારું નામ દઇને કહેજે કે કોઇએ સાક્ષી આપવી નહિ.'

પૂ ચાચાજી તો સાક્ષી આપવાના મતના હતા.

આથી આ કામ કરવાની પ્રથમ તો તેમણે ના પાડી પણ દીનબંધુ એન્ડ્રૂઝની સમજાવટથી આ કામ કરવા માટે પૂ ચાચાજી ઊપડી ગયા

પૂ. ચાચાજીએ આ સેવા ખૂબ સારી બજાવી.

પણ તેઓ સાક્ષી આપવાના મતના હતા એટલે પૂ ચાચાજીને ગુસ્સો ચડ્યો હતો.

પરંતુ ગાંધીજીના વાત્સલ્ય આગળ તેઓ નમી ગયા.

ક્વેકર્સ નામની એક સંસ્થા છે.

આ સંસ્થામા ઈસાઈ ધર્મવાળાને દાખલ કરવામાં આવતા.

પૂ. ચાચાજીને આ સંસ્થામા જોડાવાનું મન થયું

એમણે આ સંસ્થાની માહિતી મેળવવા માડી આ સંસ્થાની મૂખ્ય ઑફિસ લંડનમા છે. તેના પ્રતિનિધિ દિલ્હીમાં રહે છે.

દિલ્હીના પ્રતિનિધિએ પૂ. ચાચાજી સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. પ્રતિનિધિએ જવાબ આપ્યો : 'ક્રિશ્ચિયન સિવાય કોઈ આ સાંસ્થામા જોડાઈ શકે નહિ.'

પૂ. ચાચાજીએ જવાબ આપ્યો; 'તમારા ધર્મના સ્થાપક તો કહી ગયા છે કે ઇશ્વરનો તે દિવ્ય અંશ દરેક વ્યક્તિમા છે અને એ ઈશ્વરની અનંત જ્યોતિ પણ દરેકમા છે તો તેમા હું કેમ અપવાદ રૂપ હોઉં ?'

પરંતુ પ્રતિનિધિએ તો પૂ ચાચાજીને સભ્ય તરીકે સ્વીકારવાની ના પાડી.

એટલે પૂ. ચાચાજીએ લડન કાગળ લખ્યો.

લંડનથી પૂ ચાચાજીના આધ્યાત્મિક અનુભવો વિષે પુછાવ્યું.

પૂ. ચાચાજીએ પોતાના અનુભવો જણાવ્યા.

પણ પછી તો ઘણા સમય સુધી આ બાબતનો જવાબ લંડનથી આવ્યો નહિ.

પૂ ચાચાજી વાત ભૂલવા લાગ્યા.

આ વાતને લગભગ એક વરસ થવા આવ્યું પછી પૂ ચાચાજીને તેમના એક મિત્ર મળવા આવ્યા. એ મિત્રની સાથે જોન શોર નામના એક ભાઈ હતા. તેઓ ન્યૂઝીલેન્ડના વતની હતા.

પેલા મિત્રે એમની સાથે પૂ. ચાચાજીની ઓળખાણ કરાવી.

પૂ. ચાચાજીનું નામ સાંભળીને તેઓ ચમકયા.

ચમકવાનું કારણ એ હતું કે એ ભાઈ કવેકર્સ સંસ્થાનાં સભ્ય હતા અને એ સંસ્થામાં સભ્ય થવા માટે પૂ. ચાચાજીએ અરજી કરી હતી તેથી કવેકર્સ સંસ્થામાં ખળભળાટ મચી ગયો હતો.

છેવટે પૂ. ચાચાજીને આ સંસ્થામાં સભ્યપદ મળ્યું.

લોકો જાણતા હતા કે આ સંસ્થામાં ક્રિશ્ચિયન સિવાય કોઈ જોડાઈ શકતું નથી એટલે વાત ફેલાવા માંડી કે પૂ. ચાચાજી ક્રિશ્ચિયન બની ગયા છે.

આ વાત છેવટે ગાંધીજી પાસે આવી.

પૂ. ચાચાજીએ ગાંધીજીને પૂરેપૂરી હકીકત સમજાવી અને ખાત્રી કરાવી આપી કે તેઓ ક્રિશ્ચિયન થયા વગર આ સંસ્થામાં જોડાયા છે.

આથી ગાંધીજી ખૂબ રાજી થયા.

પૂ. ચાચાજીએ પોતાનાં જીવન દરમ્યાન બે મહાપુરૂષો પાસે કામ કર્યું છે.

એક મહાપુરુષ છે મહાત્મા ગાંધીજી,

અને બીજા મહાપુરુષ છે તે ગુરુદેવ ટાગોર !

હવે તો પૂ. ચાચાજીની ઉંમર ૭૦ વર્ષની થવા આવી છે. છતાં એક યુવાનની જેમ ગાંધી-ગુરુના નામનો સંદેશો પહોંચાડવા આખા મલકમાં ઘૂમે છે.



એમના શરીરે તો તે આજે પૃથ્વી પર નથી, પણ એમની કવિતાઓને અમર કરી ગયા છે. એ સુવાસે તેઓ ચિરંજીવ કવિસમ્રાટ બનીને પ્રભુના સિંહાસને બિરાજમાન છે. એમની સ્મૃતિકથાઓની સુવાસથી તેનો પમરાટ સર્વત્ર રહેલો છે. એક બાળ માનસમાં એમના સહવાસનો થોડો ઘણો પાશ બેઠો છે. એની કાલીઘેલી બોલીમાં તેના અનુભવ સાંભળીએ :

'ગુરુદેવ આશ્રમ છોડે છે. કલકત્તા જાય છે. ફરી પાછા નથી આવી શકવાના. એની એમને ખાતરી છે. ત્યારે ગીત બને છે : 'તું મારો સાથી બનજે. મૃત્યુપ્રદેશનો નાવિક તું જ બનજે.' આગલે દિવસે એમના નોકરની સાથે આશ્રમમાં ફરવા તેઓ નીકળ્યા. નોકર એમનો જૂનો. વનમાળી એનું નામ. જેની સાથે એમને ખૂબ પ્રેમ. ટોળટીખળ પણ કરે. જોનારને એમ પણ લાગે કે નોકરને માથે ચડાવી મૂક્યો છે! બાકી બંનેનો સ્નેહસંબંધ ખૂબ ગાઢો. એટલે સુધી કે ગુરુદેવ પોતાના ધ્યાનમાં હોય. દવા લેવાનો વખત થઇ ગયો હોય. વનમાળી આવે : 'દાદામ'શાય શૂનછેન્ ના ? ઔષધેર સમય હયે છ. કએ લેબોન.' (દાદા મહાશય સાંભળતા નથી ? દવાનો વખત થઈ ગયો છે) બે ચાર વાર સાદ કરે. દાદામ'શાય સામું પણ ન જુએ. વનમાળી થાકે. ઘાંટો કાઢે : 'કિ દાદામ'શાય શૂનછેન્ ના કેન ? જાનછેન્ ના સમય હયે ગેચ્છ ?' (ગુરુદેવને દાદામ'શાયથી સૌ બોલાવતા.) દાદામ'શાય ચમકી ઊઠે. લાડ કરતા કરતા બોલે : 'કિ

વનમાળી, બોલ આમાર વનમાળી! તોમાર ઈ કથા આમિ ભાબિલછિલ.' (શું વનમાળી કહે, શું કહે છે, મારા વનમાળી. તારી જ વાત હું વિચારતો હતો.) આવો હતો એમનો અરસપરસનો પ્રેમસંબંધ.

ગુરુદેવના આશ્રમવાસીઓ સાથેનો સંબંધ પણ સ્વજનો જેવો જ વણાએલો હતો અને એ તદ્દન સ્વાભાવિક રીતે રહેતો. એ તો ઠીક પણ ફૂલરોપને ય તેઓ ભાંડુની જેમ ગણી શકતા. કલકત્તા જવાને આગલે દિવસે શરીરની અતિશય કમજોરીને કારણે પગે ચાલીને નહિ પણ એક ઠેલણગાડી(ઇસ્પિતાલોમાં હોય છે તેવી)માં નીકળે છે. વનમાળી પેલો નોકર તેમને બધે જ ફેરવે છે. રસ્તાની એક બાજુ બહેનોની હાર છે. સામી બાજુ ભાઈઓની હાર છે. એમ સૌ આશ્રમવાસીઓ ગુરુદેવના વિદાયની ભેટ લેવા ઊભાં છે. ગુરુદેવ ઇશારાથી બતાવે છે, રસ્તાની ધારે ઊભેલા એક ફૂલરોપને. ગાડીને તે તરફ વાળવામાં આવી. એક અર્ધખીલી પાંખડીઓવાળા ફૂલને હાથમાં લે છે અને કોમળ આંગળીઓ વડે પંપાળે છે. પંપાળતાં પંપાળતાં આંખમાંનાં આંસુની ધારા વરસે ! જાણે ફૂલને રોતાં રોતાં સંદેશો આપતા ન હોય કે 'ભાઈલા, આપણું છેલ્લું મિલન છે. ફરી આપણે ક્યારે મળીશું તેનું કોઈ એંધાણ નથી.'

ગુરુદેવની આ જાતની હતી સૌ સાથેની આત્મીયતા.

આ મીઠાં સંભારણાં કહી રહ્યા છે તે ભાઈ મોહનભાઈ પટેલ–(પોતે આજે એક નગર પુસ્તકાલયનાઅંથપાલ)

# ગુરુદેવ અને શાંતિનિકેતન

મે મહિનાની તા. ૭ આવી.

વસંતના આગમને જેમ વૃક્ષની પલ્લવીઓમાં ચેતન આવે છે. પીળાં પાન વિદાય લે છે. નવી કૂંપળો આવે છે. તેમ કવિની યાદ તેવો જ ભાગ ભજવે છે. કવિને કુદરતની સાથેનો સંબંધ ગાઢ જીવંત રહે છે. જેવો મા અને બાળકનો સંબંધ હોય છે તેવો પ્રેમસંબંધ તો સર્વવ્યાપી છે. જીવમાત્રમાં છે. ફરક એ છે તેનો અનુભવ, તેનો સ્પર્શ તો 'જે પ્રેમઅંશ અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઝરે' એને માટે છે. મા સામે જોતું બાળક માનો પ્રેમ અનુભવે છે. નથી જોતું કદી યે, તે શું પામે ? કવિ બાળક છે. કુદરત મા છે. કવિને સૂઝે છે એનાં કાવ્ય દ્વારા માને પોકારવાનું. કવિની આંખો છે એનાં ફૂલ. એનું આકાશગામી અંતર. એમાંથી એને ભાતભાતનો અનંત પ્રેમ મળી શકે છે.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર હતા ત્યારે બાલ્યકાળે, તેમનુ બાળપણ હતું માત્ર એકાકી. એમાંથી એ ઘણું પામી ગયા. અંતરચક્ષુથી એમને ઘણું સૂઝી ગયું. અનંતનાં દર્શને તે તેનામય થઈ ગયા.

એમના શરીરે તો તે આજે પૃથ્વી પર નથી, પણ એમની કવિતાઓને અમર કરી ગયા છે. એ સુવાસે તેઓ ચિરંજીવ કવિસમ્રાટ બનીને પ્રભુના સિંહાસને બિરાજમાન છે. એમની સ્મૃતિકથાઓની સુવાસથી તેનો પમરાટ સર્વત્ર રહેલો છે. એક બાળ માનસમાં એમના સહવાસનો થોડો ઘણો પાશ બેઠો છે. એની કાલીઘેલી બોલીમાં તેના અનુભવ સાંભળીએ:

'ગુરુદેવ આશ્રમ છોડે છે. કલકત્તા જાય છે. ફરી પાછા નથી આવી શકવાના. એની એમને ખાતરી છે. ત્યારે ગીત બને છે: 'તું મારો સાથી બનજે. મૃત્યુપ્રદેશનો નાવિક તું જ બનજે.' આગલે દિવસે એમના નોકરની સાથે આશ્રમમાં ફરવા તેઓ નીકળ્યા. નોકર એમનો જૂનો. વનમાળી એનું નામ. જેની સાથે એમને ખૂબ પ્રેમ. ટોળટીખળ પણ કરે. જોનારને એમ પણ લાગે કે નોકરને માથે ચડાવી મૂકયો છે! બાકી બંનેનો સ્નેહસંબંધ ખૂબ ગાઢો. એટલે સુધી કે ગુરુદેવ પોતાના ધ્યાનમાં હોય, દવા લેવાનો વખત થઇ ગયો હોય, વનમાળી આવે: 'દાદામ'શાય શુનછેન્ ના? ઔષધેર સમય હયે છ. કખે લેઓન.' (દાદા મહાશય સાંભળતા નથી? દવાનો વખત થઈ ગયો છે) બે ચાર વાર સાદ કરે. દાદામ'શાય સામું પણ ન જુએ. વનમાળી થાકે. ઘાંટો કાઢે: 'કિ દાદામ'શાય શુનછેન્ ના કેન? જાનછેન્ ના સમય હયે ગેચ્છ?' (ગુરુદેવને દાદામ'શાયથી સૌ બોલાવતા.) દાદામ'શાય ચમકી ઊઠે. લાડ કરતા કરતા બોલે: 'કિ

વનમાળી, બોલ આમાર વનમાળી! તોમાર ઈ કથા આમિ ભાબિલછિલ.' (શું વનમાળી કહે, શું કહે છે, મારા વનમાળી. તારી જ વાત હું વિચારતો હતો.) આવો હતો એમનો અરસપરસનો પ્રેમસંબંધ.

ગુરુદેવના આશ્રમવાસીઓ સાથેનો સંબંધ પણ સ્વજનો જેવો જ વણાએલો હતો અને એ તદ્દન સ્વાભાવિક રીતે રહેતો. એ તો ઠીક પણ ફૂલરોપને ય તેઓ ભાંડુની જેમ ગણી શકતા. કલકત્તા જવાને આગલે દિવસે શરીરની અતિશય કમઝોરીને કારણે પગે ચાલીને નહિ પણ એક ઠેલણગાડી(ઇસ્પિતાલોમાં હોય છે તેવી)માં નીકળે છે. વનમાળી પેલો નોકર તેમને બધે જ ફેરવે છે. રસ્તાની એક બાજુ બહેનોની હાર છે. સામી બાજુ ભાઈઓની હાર છે. એમ સૌ આશ્રમવાસીઓ ગુરુદેવના વિદાયની ભેટ લેવા ઊભાં છે. ગુરુદેવ ઇશારાથી બતાવે છે, રસ્તાની ધારે ઊભેલા એક ફૂલરોપને. ગાડીને તે તરફ વાળવામાં આવી. એક અર્ધખીલી પાંખડીઓવાળા ફૂલને હાથમાં લે છે અને કોમળ આંગળીઓ વડે પંપાળે છે. પંપાળતાં પંપાળતાં આંખમાંનાં આંસુની ધારા વરસે! જાણે ફૂલને રોતાં રોતાં સંદેશો આપતા ન હોય કે 'ભાઈલા, આપણું છેલ્લું મિલન છે. ફરી આપણે ક્યારે મળીશુ તેનું કોઈ એંધાણ નથી.'

ગુરુદેવની આ જાતની હતી સૌ સાથેની આત્મીયતા.

આ મીઠાં સંભારણાં કહી રહ્યા છે તે ભાઈ મોહનભાઈ પટેલ-(પોતે આજે એક નગર પુસ્તકાલયનાથ થપાલ)

છે–એમને અમારા વિદ્યાલયમાં બે'ક વર્ષ ઉપર ગુરુદેવની વાતો કહેવા આમંત્રેલા. વચમાં વચમાં વિદ્યાર્થીઓ પ્રશ્ન પૂછે. તેનો જવાબ તે સરસ રીતે આપતા જાય. એક વિદ્યાર્થી પૂછે છે : 'ગુરુદેવનો ગુસ્સો કદી વહોરવાનો પ્રસંગ આવ્યો છે ખરો ?'

મોહનલાઈ હસતાં હસતાં બેઠેલા કંઠે જવાબ આપે છે : 'નાના મોટા ઘણા ય પ્રસંગો એવા છે જેમાંના કેટલાક યાદ છે. કેટલાક યાદ નથી. બે પ્રસંગો મને યાદ રહી ગયા છે જે મારા કોમળ માનસ પર ઘેરા સંસ્કાર પાડી ગયા છે. હું શાન્તિનિકેતન ગયો, ત્યારે મારી ઉંમર અગિયારેક વર્ષની હશે. તે વખતે અભ્યાસની મારી અભિરુચિ કરતાં તોફાનમસ્તીમાં મારું ધ્યાન વિશેષ હતું. તોફાની મસ્તીખોરના વર્ગમાં મારો પહેલો નંબર ગણાતો. પણ ત્યારે ય ગુરુદેવ માટેની ભક્તિ તો જબરી જ હતી. મલ્લિકજી મારી ઢાલ હતા એટલે કોને માટે કેટલો પ્રેમ–આદર હતો, તેની તુલના કરવા નથી બેસતો. પણ એટલું કે બંને માટે મને ખૂબ જ ભાવ હતો.

એક વહેલી સવારે પવન વાયો અને વરસાદરૂપે મોટાં મોટાં ફોરાં–કરા–પડ્યા. પવનના સપાટાથી બારી ઊઘડી ગઈ અને ત્યાંથી કરા મારા પર પડવા લાગ્યા. હું જાગી ઊઠ્યો. મેં જોયું. વખત સરસ છે. કેવડાનાં ફૂલ બરાબર ખીલ્યાં હશે. હું ઊઠ્યો. બિલ્લી પગે બારણું ખોલવા ગયો. થોડાક જ પ્રયત્ને બારણું ઊઘડયું. પાસે પડેલી એક સાઇકલ લીધી. પાછલું પૈડું 'કિચ્ચુડ' અવાજ કરતું હતું.

મેં એને ખભે લીધી. આશ્રમની બહાર 'ખોપાય' નદી. એને કાંઠે કેવડાનું વન. હું અને મારો સાથીદાર સમીરેન્દુ ત્યાં પહોંચી ગયા. કેવડાના ઝાડે હું ચઢ્યો. ફૂલ ચૂંટીને નીચે નાંખું. સમીરેન્દુ તે ભેગાં કરે. આકાશમાં વાદળ વીખરાયાં હતાં. તારાઓ ચમકતા હતા. એના ઝાંખા તેજથી ફૂલ સ્પષ્ટપણે દેખાતાં હતાં. એક ફૂલ સરસ મજાનું. પૂરેપૂરું ખીલેલું ને સુગંધે ભર્યું. 'બસ ગુરુદેવને આ જ ફૂલ આપવાનો.' વિચાર આવ્યો. મનમાં ખુશી ઊપજી. હરખનો માર્યો મનથી નાચવા લાગ્યો. પણ બીજી જ ક્ષણે એક વિચાર આવ્યો કે કેવડાને નાગ હોય છે. જેવો વિચાર કરું છું તેવો જ એક નાગ ફૂલની દાંડીએ વીંટળાઈને બેઠો છે. હું ચમક્યો. પણ ગુરુદેવને એ જ ફૂલ આપવાની એટલી બધી હોંશ અને તમન્ના કે નાગનો ભય પેદા થાય તે પહેલાં જ આંગળીથી એક ટકોર મારી. સાપ સરરર કરતો ઊતરી ગયો ફૂલ લઈને નીચે હું ઊતર્યો. ફૂલોથી ખોળો ભર્યો ને હું તો સીધો દોડ્યો. વચમાં 'રથીબાબુ'–ગુરુદેવના દીકરા–મળ્યા. કહેવા લાગ્યા કે 'એક ફૂલ મને આપ.' મેં ચોખ્ખી ના પાડી દીધી. 'ગુરુદેવ માટેનાં ફૂલ એ બીજાને કેમ અપાય?' પેલું મોટું ફૂલ માગ્યું. એને માટે તો મેં ચોખ્ખી ઘસીને ના પાડી. કહ્યું કે: 'એ ફૂલ લેવા તો મેં મહેનત કરી છે. અને ગુરુદેવને માટે ખાસ લાવ્યો છું.' ફૂલ લઈને હું ગુરુદેવ પાસે ગયો. ગુરુદેવ ત્યારે હાથમાં કટોરો લઈને દૂધપાક જેવું કંઈક નાસ્તામાં લઈ રહ્યા હતા. મેં દોડીને,

હોંસપૂર્વક ફૂલ એમના મોં સામે મૂક્યું. પાસે ગુરુદેવનાં દૌહિત્રી ઊભાં હતાં. ગુરુદેવે ફૂલ સામે જોયું. આંખમાં ગુસ્સો જણાયો. (હું તો કંપવા લાગ્યો. મનમાં થયું કે હું આ ફૂલ ક્યાં લાવ્યો?) નીચું મોં રાખીને જ બોલ્યા: 'મરવું છે શું? આ શા ધંધા માંડ્યા છે?' પડખે ઊભેલાં બુનીદિએ (દિદિ'=મોટીબહેન) મારું ઉપરાણું લીધું: 'ના. દાદામ'શાય, હમણાં તો ચોખ્ખું હોય છે. સાપનો ભય ખાસ નથી હોતો.' નાના બાળકની જેમ ખડખડાટ કરતા ગુરુદેવ હસી પડ્યા. એમના ગુલાબી ગાલ ઉપરનું ચમકતું તે વખતનું હાસ્ય. એણે મારા ભયને હણી દીધો ને એથી એક રોષનું, એક પ્રેમનું–એમ બે પાસા મેં એક સાથે જોયાં. મને ખૂબ આનંદ-સંતોષ થયો.

બીજો પ્રસંગ: ગુરુદેવ જ્યારે એમનાં ગીતો ગવરાવે, ત્યારે એમને તાલ અને ઢાળની ચીવટનું એટલું બધું ધ્યાન રહે કે પોતે એમાં જ લીન થઈ જતા. એક વાર વર્ષાના દિવસો હતા. બહાર ધૂમ વરસાદ પડતો હતો. ગુરુદેવ સંગીતમાં પરોવા હતા. પસીનાથી તેઓ રેબઝેબ થઈ ગયા હતા. હંમેશાં હું એમની સામે બેસું. પરસેવાનાં બિંદુ એમની ડોકેથી સરીને ઝભ્ભામાં પ્રવેશતાં મેં જોયાં. મને પંખો નાખવાની હોંશ થઈ આવી. નજીક જઈને બેઠો. પંખો નાખવા લાગ્યો. મારી થોડીઘણી અજાગૃતિને કારણે કહો કે હોંશની ધૂનમાં કહો, ગમે એમ કહો પણ પંખો ગુરુદેવને વાગ્યો. એમણે મને 'થાક' (રહેવા દે) એમ કહ્યું. ઘડીક રહીને પાછો મેં જરા

તકેદારી સાથે પંખો નાખવો શરૂ કર્યો. ફરી વાગ્યો. ત્યારે તે ચીડાયા. બોલી ઊઠ્યા : 'રહેવા દેને ભાઈ.' મેં પંખો મૂકી તો દીધો. પણ મારાથી રડી પડાયું! ગુરુદેવ જાણી ગયા એટલા જ વહાલથી તે બોલ્યા : 'ભલે નાખ. પણ મારતો નહિ હો.' આ પ્રસંગ હું ભૂલી નથી શક્યો.

ગુરુદેવ અને અમે એટલે કે આશ્રમ અને વિદ્યાર્થીઓ એ જ હતું એમનું સર્વસ્વ. એ જ હતાં એમનાં આત્મીયજન. મલ્લિકજી માટેનો પણ એમનો પ્રેમ અદ્દભુત હતો. કલકત્તા જવાના થોડાક દિવસ પહેલાં એમણે બુનીદિ'ને કહેલું કે 'આશ્રમમાંથી સૌ કોઈ મારી પાસેથી પામ્યા છે. કેટલાકને મેં પોતે આપ્યું છે, કેટલાક પોતે છીનવી ગયા છે. એક ગુરુદયાલ એવો છે કે એને મેં કાંઈ જ આપ્યું નથી.'

વાત મલ્લિકજીને કાને ગઈ. મલ્લિકજીએ જવાબ આપ્યો કે, 'જે કોઇએ નથી લીધુ તે મેં મેળવી લીધું છે.' ગુરુદેવે જવાબ સાંભળી લીધો. બીજે દિવસે બધા શિક્ષકો ભેગા મળી ગુરુદેવને મળવા ગયા. ગુરુદેવે તરત જ પૂછ્યું : 'કેમ ગુરુદયાલ, તમે શું લઈ ગયા છો?'

'ગુરુદેવ, તમે ઊઠીને ધ્યાનમાં બેસો છો. તે વખતે હું એક વાર ચોરી ચૂપકીથી આવ્યો. પાછળ બેસી ગયો. ત્યારે મને અસીમની અનુભૂતિ થઈ. તે મારે માટે અમૂલ્ય ધન થઈ પડયું છે.'

ગુરુદેવ ખૂબ જ હસી પડ્યા ને બોલ્યા : 'તમારી વાતે મને કૃતાર્થ બનાવ્યો છે.'

નમ્રતાની મૂર્તિ શા મલ્લિકજી બોલ્યા : 'હું કૃતજ્ઞ થયો.'

જગતને ખૂણેખૂણે વ્યાપક બની બેઠેલો એક મહાકવિ એક વિદ્યાર્થી બાળકને કેમ પાગલ કરી દે છે, મુગ્ધ બનાવે છે એનું એક મહાચિત્ર ઉપરના વાર્તાલાપમાં આવી જાય છે.

હવે આપણે કવિના કાવ્યની ખૂબી સમજવાનો, તેનો આસ્વાદ મેળવવાનો પ્રયત્ન કરીએ. બાળકોના હૈયા-માનસને હિંડોળે બેસીને તે તેમની ભૂમિકાને આકાશગામી કેમ બનાવે છે તે જોઇએ :

શાન્તિનિકેતન આશ્રમ છે.

ત્યાં એક પ્રથા છે (હતી). ઇંધણ (બળતણ) માટે છાણ વીણવા જવું. અમે બાળકો ભેગાં મળીએ છીએ. આગલે દિવસે છુટ્ટી છે. એનો અમને અતિશય આનંદ છે. સામાન્ય રીતે ગુરુદેવનાં ગીતો ગાવાં અમને ખૂબ ગમે. મોજ પ્રમાણે ગાઇએ.

છુટ્ટી સંબંધમાં ગુરુદેવે એક ગીત રચેલું તે અમે ગાતાં. હજી તે યાદ આવે છે. તે ગીત આ રહ્યું :

'આજ આમાદેર છુટ્ટી ઓ ભાઈ,
આજ આમાદેર છુટ્ટી.'
'આજ આપણે છુટ્ટી છે,
ઓ ભાઈ આજ આપણે છુટ્ટી છે !'

માથે ટોપલીઓ છે. રંગબેરંગી વસ્ત્રો પરિધાન કર્યાં છે. અમારું એ બાળપણ છે. હવામાં ઊડતી અમારી કેશ-લટોને સમારતાં સમારતાં પશ્ચિમ ભણી તાડવનમાં અમે જતાં હતાં. લીલાં હરિયાળાં ખેતરોમાં ગાયવાછડાં ચારો ચરી રહ્યાં હતાં. અમે તે તરફ દોટ મૂકીએ છીએ. સાથે એક ગીત લલકારીએ છીએ :

આજ આમાદેર છુટ્ટી, ઓ ભાઈ આજ....
આમાદેર છુટ્ટી (આજ આપણે છુટ્ટી છે).
કિ કરી આજ ભેબે ના પાઈ,
પથ હારીએ કોન બને જાઈ.

(શું કરીશું તે સમજાતું નથી. માર્ગ મૂકીને કયા વનમાં જઈશું તે કહેવાતું નથી.)

કોન માઠે જે છુટે બેડાઈ સકલ છેલે જુટી.'

(સૌ મળીને ક્યાં ભાગીશું.)

'રાખાલ છેલેર સંગે ધેનુ ચરાબ આજ બાજીયે બેનુ.'

(ગોવાળિઆઓ સાથે પાવો વગાડતાં વગાડતાં ગાયો ચરાવીશું અને)

'તાલદિધિ ભાસીએ દેબ, ચલબે દૂલે દૂલે.'

(તાડવનમાં આવેલા તળાવમાં હોડી તરતી મૂકીશું તે ડોલતી ડોલતી જશે તે જોવાની મજા માણીશું....હા. હા. હા.)

'આજ આમાદેર છુટ્ટી ઓ ભાઇ
આજ આમાદેર છુટ્ટી.'

બાળકોના મનની કલ્પના કવિ ઝટ પામે છે. કેમકે તે પોતે જ બાળક છે ને ! તે સરલ ને નિર્દોષ છે તે જાણે છે બાળકો સ્વયંવિહારી છે. તેમને છુટ્ટીનો આનંદ સવિશેષ હોય છે. એનો ઉપભોગ કેમ કરવો તેનું આયોજન તેમને થાય છે. ગોવાળિયા સાથે પાવો વગાડવો. એમની સાથે ગિલ્લીદંડે રમવું અને ગાયો ચરાવવી વગેરેની ભવ્ય કલ્પનાઓ તે સેવે છે. એને એટલેથી પતતું નથી ત્યારે બીજી કલ્પનાની આંખ ખોલે છે. 'તાલદીધીતે ભાસીએ દેબ અબ ચલબે ચલબે દૂલે દૂલે.' નાવડીને એક તળાવડીમાં અને તે તળાવડી પાછી કેવી ? તાડવનની વચમાં આવેલી તેવી. એમાં એક હોડીને તરતી મૂકવી અને તે જોવાની મજા લૂંટીને આનંદ કરવો, એ કેવી સુંદર કલ્પના ગણાય ?

ત્યારે યાદ આવે છે ગુરુદેવને રંગભૂમિ પર નાટકનું મુખ્ય પાત્ર ભજવતા જોયેલા છે. ખાસ કરીને રાજર્ષિમાંનું મુખ્ય પાત્ર ભજવતા જોયા છે. વસંતોત્સવ અને શરદોત્સવમાં ભાગ ભજવતા જોયા છે. ફાલ્ગુનીનો ઉત્સવ પણ સાથે હોય જ. તેમાં ય ભાગ લેતા જોયા છે. ટૂંકમાં, ઋતુના ઉત્સવો સારી પેઠે શાન્તિનિકેતનમાં ઉજવાતા હતા. પોતે નાચતા અને એમની સાથે શિક્ષકવૃંદ, શિષ્યવૃંદ. અને સારું યે વાતાવરણ નાચમાં થનગનાવી દેવાની અજબ કળા કવિવરમાં હતી. વસંત જાય ફાલ્ગુન બેસે. ફાલ્ગુનને

વધાવવા 'પારિજાતક' (બંગાળમાં 'શેફાલિ' કહે છે.) તૈયાર જ હોય. એના પાકા રંગે રંગેલાં વસ્ત્રોમાં કવિ ગુરુદેવથી માંડી સૌ આશ્રમવાસીઓ (શિક્ષક વિદ્યાર્થીઓ ખાસ હોય) જ્યારે રંગભૂમિ ઉપર આવે, ત્યારે તે વખતનું દશ્ય અમારા જેવા તદ્દન નાનાં બાળકોના ચિત્તમંદિરે પૂરેપૂરું અંકાઈ જતું, તે અત્યારે ચિરંજીવ બનીને રહ્યું છે.

એ જ રીતે કવિનાં ગાન, કવિનાં પુસ્તકો પણ અમારા મનમાં કોઈક જુદા ભાવથી જમાવટ કરી રહ્યાં છે. તેના વર્ણન માટે માત્ર 'મૌન' એક હૃદયનું સાધન છે. શબ્દો નથી જડતા. કવિનાં નાટકો તો પ્રખ્યાત છે. ડાકઘરથી માંડીને બીજાં બીજાં. 'નૌકા ડૂબી,' 'ચોખેરવાલી,' વગેરે નવલકથાઓ તો ઘણા સાહિત્યપ્રેમીઓના ઘરમાં વસેલી હશે. આમ કવિ એક મોટો મહાકવિ હોવા છતાં છેવટે તો એને 'બાળક' જેવી લાડલી ઉપમા મળે છે. ખરેખર એ જેવો કવિ છે, તેવો જ બાળકપ્રેમી છે. ત્રણ ત્રણ દશકા ઉપરની એક વાત યાદ આવે છે. ગુજરાતમાં આવ્યા પછી મારી ધૂન પ્રમાણે મેં કવિ ગુરુદેવને પત્ર લખ્યો. તરત જ જવાબ મળ્યો :

'કલ્યાણીયાસૂ, તોમાર કથા આમિ ભાબિતે છિ !
તોમાર ચિઠિખાનિ પાઈયા આનંદિત હઈલામ.
તોમાદેર કથા આમિ વિસ્મૃત હઇ નાઈ.
તોમારા આમાર આશીર્વાદ ગ્રહણ કરબે.'

શુભાકાંક્ષી રવીન્દ્રનાથ ઠાકુર.

મહાપુરુષોની આ જ ખૂબી છે. કદી તે વીસરતા નથી. અલ્પમાં અલ્પ એવી વ્યક્તિઓ પણ તેને માટે મહાન છે. માટે જ તે ખુદ મહાન પદને પામે છે. એ નમ્ર હોય છે. વિનયી હોય છે. પોતાની એને મહાનતા લાગતી નથી. બાળકો અમે જ્યારે પગે લાગવા મંડીએ, ત્યારે તે દોડીને જતા રહેતા. હાં, નૃત્યમાં તેમનો ભાગ જરૂર જ હોય. પણ આશીર્વાદદેવા માટેનું કામ તો તેણે પ્રભુને જ સોંપી દીધું હતું. કવિ આમ યાદ આવે છે. અને તેને કારણે જ તેનો 'શતાબ્દી' જેવો ભવ્ય પ્રસંગ પણ અમોલો થઇ પડે છે. મહોત્સવમાં સૌ ભાગ લઇ શકે છે. કોઇ વાજિંત્રના મીઠા સૂરથી, કોઇ ઢોલ નગારું ટીપીને, કોઇ ગાઇ બજાવીને, તો કોઇ નાનીશી વાંસળી બજાવીને. જેની જેવી ગુંજાશ ને આવડત તે પ્રમાણે તે મહોત્સવ માણે છે. એ પણ છે કવિની કરામત.



# મારા બાળપણમાં ગુરુદેવની ઝાંખી

લગભગ ચાળીસેક વર્ષ તો વીત્યાં હશે ત્યારના બાળપણની વાત છે. પણ એ સંસ્મરણો આ પ્રૌઢવયે પણ અંદરથી ડોકિયાં કર્યા વિના રહેતાં નથી.

સહેજસાજ અંધારું થવા આવ્યુ હતું. ઝાંખાંઝાંખાં દીવાબત્તી પણ થયાં હતાં. શાન્તિનિકેતનની ધરતી પર પહેલવહેલો પગ મૂકાયો હતો. આફ્રિકાની શાળા, આફ્રિકાની સહિયરોનો સાથ એ હજી દૃષ્ટિગૌચરમાંથી આઘાં થયાં ન હતાં. ત્યાં નવી ધરતી આવી મંડાઈ. અને એ બંને પડની વચ્ચે નહિ જેવા છએક માસના ગાળા પૂરતી અમારા સોજીત્રા-(વતન)ની શાળા અને શાળાએ જતાં જતાં વચમાં આવતું રામજીમંદિર. એની હૂંકે હૂંકે જાણે જીવવા માંગતા હોય એવા હનુમાનજીના મંદિરે દર્શન કરવાં વગેરે અનેક સંસ્મરણોની વાતો મગજમાં ઠાંસીને ભરી હોય ત્યાં નવી શાળા, નવી ધરતી, નવું બધું આવીને મળ્યુ. સમજદારીની વાત તો બાજુએ રાખીએ. પણ વયની વાત કરીએ તો બાર ઊતરીને જાણે તેરમું બેઠું હોય એમ ઝાંખી થાય છે.

પિતા હોશમા હતા ફરી ફરીને બધુ બતાવતા હતા દૂરનું સ્થળ હોય તો લાકડીથી બતાવતા હતા એ ડૂઝ આર્ટેબની કુટિર વચ્ચે આવતી તે બતાવી અમારી શિક્ષક-પલ્લી અને આશ્રમ-શાળા, છાત્રનિવાસ, અતિથિગૃહ, ભોજનગૃહ, સ્નાનગૃહ, કલાભવન, ઉપાસના મદિર એ બધાની વચ્ચે અમારુ, પાચદશ મિનિટ જતા આવતા થાય થાય એટલુ છેટુ, "છાલિમ તલા" (જ્યા મહર્ષિએ શાન્તિ અને નિરવતામા સમાયેલો અદ્ભુત પરમ આનદ, પરમ શાતિ અને એથીયે આગળનુ સ્થાન તે 'સમાધિ,' તેને તે પામેલા ) તે સ્થાન પૂર્વમા એક ખૂણે આવી જાય અને 'ઉત્તરાયણ' તે સડકની કોરે રહી જાય આ બધો જ નકશો એક સામટો તો નહિ પણ આજનુ વાળુ કરીને પરવાર્યા છીએ તો ચાલો આશ્રમ ભણી ઘડીક આટો મારી આવીએ, કરીને નીકળેલા

એક મોટો કૂવો જેને કોશ ફરે બાજુમા કેટલા ય હવાડા તેમા પાણી ભરાતું જાય વિદ્યાર્થીઓ બધા નાહતા જાય આ સગવડ અમે જોતા ઊભા હતા ત્યા એક ઊચી પડછદ વ્યક્તિ આવી ચડી માથે કાળી ઊભી દીવાલની ટોપી કાળો બધ કોલરનો ઝભ્ભો છેક ટીચ ણની ય નીચે પહોચે એવો અને નીચે સફેદ દૂધ જેવી પાયજામાની કિનાર દેખાય જાણે કે કાળા વાદળમાથી દેખાતી વીજળીની રેખા !

પાછળ તેમણે હાથ રાખેલા ઘડીક બેઘડી તે વ્યક્તિ ઊભી પિતા સાથે વાત કરીને અધારામા અદશ્ય થઈ ગઈ

પિતાએ ખબર કરી તે જ 'ગુરુદેવ.' જે 'રવીન્દ્રનાથ ટાગોર'થી ઓળખાય છે.

'તમારી સાથે તે વાત કરે ખરા ?' મારી બાએ સાહજિક અહોભાવ બતાવતાં પૂછ્યુ.

'કેમ નહિ. સૌની આમ જ ખબરઅંતર પૂછતા હોય છે ! ગમે એવું એમનું કામ હોય. પણ સાંજના એ થોડોક વખત કાઢતા જ હોય છે ને સડકે ફરવા જતાં જે મળે તેની સાથે આમ વાતચીત કરી લેતા હોય છે.'

*

શાળાની પ્રાર્થના ઓટલા પર થાય. સારો એવો કંઠ હોય, સુદર ઉચ્ચાર કરી શકતા હોય એવા પાંચેક વિદ્યાર્થીઓ તે ઓટલે ઊભા રહે. સામે શિક્ષકગણ, વિદ્યાર્થીગણ અને મહેમાનો આંખ મીંચીને ઊભા હોય. ગુરુદેવ પણ એમ જ ઊભા હોય. પ્રાર્થના આમ જ ખુલ્લામાં થતી. સિવાય કે ખાસ દિન હોય, વરસાદના દિવસો હોય તો જ ઉપાસના મંદિરમા પ્રાર્થના થાય. સૌથી વધારે ગમ્મત અને અહોભાવ એ જ ઊભો થાય છે કે સૌની હારમાં ઊભેલા ગુરુદેવ જેમ ઋષિ એક પોતાનાં વત્સગણને લઇને ઇષ્ટદેવતા સામે અરજ કરતો ઊભો હોય એવું એ ચિત્ર હજી યે મનની સૃષ્ટિમાં રમ્યા કરે છે.

*

અમારા વર્ગમાં પીઅર્સન સાહેબ અંગ્રેજી શીખવે. અંગ્રેજ લોકોના ઉચ્ચાર ગળામાંથી થાય, તે તેની પકડ અમને દેશી બાળકોને ઝટ આવે નહિ. શબ્દે શબ્દે અમે હસી પડીએ. પીઅર્સન સાહેબ પણ એવા. તે પણ હસે અને જરાય કંટાળ્યા વિના, ઉત્સાહ ભર્યો પ્રેમથી શીખવે. સામે અમે જવાબ આપીએ. તેના ઉપર ટોળટીખળ થાય. વિનોદભરી ચર્ચા ય થાય.

સામાન્યતઃ ગુરુદેવ શાળા ચાલતી હોય ત્યારે ફરવા નીકળે. અમારું આ જોઈ ગયા. પીઅર્સન સાહેબને અમે ગાંઠતાં નથી. વર્ગનું નિયમન જાળવતાં નથી. એમ એમને સમજાયું. તરત અમારી વચ્ચે આવીને બેસી ગયા. બધું જ ઠંડુંગાર થઈ ગયું. બધાં જ જાણે ડાહ્યાં ને ડમરાં થઈને અદબથી ભણવા બેસી પડ્યાં. 'કેમ છોકરાં હવે ચૂપ થઈ ગયાં? હું દેશી છું માટે? આમ ના થાય. તમારાં તોફાનથી પીઅર્સન સાહેબને કેવું લાગે?' અને છેલ્લે બીજી આડીતેડી વાતો કરી હસી, હસાવીને એ ચાલ્યા ગયા. ન તો ધાક, ન ધમકી આપી. પણ તે દિવસથી માંડી આજ લગી વર્ગનું કે બહારનું શિસ્તભંગ જાણેઅજાણે ય પોતા થકી ન થાય, એની જાગૃતિ મનમાં રહે છે.

*

૭મી ઑગસ્ટ આવે છે ને આવું આવું કાલુંઘેલું બાળપણ ખૂણે ખૂણેથી તાજું થાય છે. તેમ જ એમાંની ઝાંખી આમ ઝબકી ઊઠે છેઃ

સાંજની વેળા હોય.

સૂરજ ક્ષિતિજમાં ચાલ્યો ગયો હોય : ઘંટ વાગે. સૌ પોતપોતાનાં આસન હાથમાં લઈને દોડી જાય, પોતાની જગા શોધીને બેસી જાય. બધાં જ છૂટકછવાયાં મનફાવે તે જગાએ બેસે. એટલું કે આશ્રમને ફરતાં ચોગાનમાં જ બેસવાનું. ઘણે દૂર નહિ. બીજો ઘંટ વાગે. પલાંઠી વળાય. આંખ મીંચાય. અદબ વાળીને ધ્યાનમાં બેસાય અને કાર્યક્રમ શરૂ થાય.

ગુરુદેવ બિલાડીપગે નીકળે. ચૂપચાપ ફરે. સૌને જુએ. આ કાર્યક્રમને ~~એક~~ જીવન શિક્ષણનું એક ખાસ અંગ ગણી લઈને સૌને નિહાળતા ફરે.

એક વાર બન્યુ એમ કે, હું અને મારી બહેન સામસામી કાંકરીઓ મારીએ. તે જોઈ બીજાંઓએ પણ રમતો માંડી અને કાગળની કાપલીઓ ઊડવા લાગી. ગુરુદેવ આવી ચડ્યા. જોઈ ગયા. ઘડીક ઊભા રહ્યા. અમે થરથરી ઊઠ્યાં પણ ગુરુદેવે અમને જરા પણ ઠપકો ન આપ્યો. માત્ર નાક ઉપર આંગળી મૂકી હસતાં હસતાં સંજ્ઞા કરી કે 'આમ રમત ના થાય. બીજાંઓને ખલેલ થશે.' પછી ચાલ્યા ગયા. બસ એ પાઠ જ અમને એવો શીખવતા ગયા કે આજે પણ કોઈનુ ય ધ્યાનભંગ ન થાય એની ચિંતા સ્વભાવમાં વણાઈ ગઈ છે.



# ચાચાજીની વાતો

મને ઘણી વાર એમ થાય છે કે આપણો દેશ ઘણો ભાગ્શાળી છે-પ્રભુની કૃપા એના પર ઠીક ઠીક વરસી છે. જેને કારણે રામકૃષ્ણ પરમહંસ જેવા મહાન પુરુષો અહીં થઈ ગયા. જેમને આપણો દેશ જ નહીં, આખું જગત ઓળખે છે.

આપણે વિદ્યાર્થી અવસ્થા પસાર કરી બહાર નીકળીએ ત્યારે એટલું તો અવશ્ય શીખી જઇએ કે જે સંતોએ, મહાપુરુષોએ આપણને પ્રભુનો પંથ બતાવ્યો તેમના પ્રત્યે પ્રેમ, ભક્તિ અને આદરની દૃષ્ટિ રાખીએ.

રામકૃષ્ણ પરમહંસ વિશે એમ કહેવાય છે કે પહેલાં તો લોકો એમનો અનાદર કરતાં. એક દિવસ એ બેઠા હતા–સહુ એમને વીંટળાઈને એમની આસપાસ બેઠા હતા. એમાંથી એક જણે પ્રશ્ન કર્યો : ‘ તમે તો મહાત્મા કહેવાઓ, તમે ભગવદ્ગીતાનો અભ્યાસ કર્યો હશે બોલો, એમાં શું આવે છે ? ’

પરમહંસે જવાબ આપ્યો: 'મેં એક જ પ્રકારનો અભ્યાસ કર્યો છે અને તે ગીતાનો....તાગીનો. 'ગીતા' 'ગીતા' કહેતાં 'તાગી' 'તાગી'નો અભ્યાસ થઇ ગયો. 'તાગી' એટલે 'ત્યાગ.' મનુષ્યે જીવનમાં મેળવવું અને 'એને' (આકાશ સામે જોઈને) સોંપી દેવું. વાલ્મીકિએ 'મરા' 'મરા'માંથી 'રામ' 'રામ' કર્યું જ હતું ને ? આજે બાઉલ ભક્તો માને છે કે 'ઓમ્' 'મા' શબ્દમાંથી જ જન્મ્યો છે. બાળક માઁ....માઁ...કરતાં કરતાં....ઊંવાં....ઊંવાં અને એમાંથી 'ઓમ' કરે છે! (બધા હસી પડ્યા.)

આજે બહેનોમાં શ્રદ્ધા છે, ભક્તિ છે, પ્રેમ પણ છે. પ્રભુને માની પેઠે ઓળખવાનો છે. અને ખરેખર, તે મા જેવો જ છે. એને ઓળખાવનારી પણ મા જ છે. આનંદમયી માતા, કૃષ્ણાબાઈ વગેરે માતાઓ જગત-જનનીની ઓળખાણ કરાવશે.

આજે પ્રભુ મને પૂછે કે, 'તારે ક્યાં જન્મ લેવો છે?' તો હું મિનિટના ય વિલંબ વિના કહું કે મને તું ભલે એક અભણ ગામડિયો રાખજે. પણ શ્રદ્ધા ને ભક્તિ ખૂબ આપજે, જેના વડે હું મારા જીવનને ઉજ્જવળ બનાવી શકું.

*

) તા. ૧૬-૨-'૫૯ સોમવાર

'ભવસાગરમાં મળ્યો મારો તારણહાર...
મારો તારણહાર'

'બહેનોએ ભજન ગાયું. સાંભળીને મારા મગજમાં એક અગ્રેજ સાહિત્યકારની વાત યાદ આવે છે. ઈસુ તારણહાર છે. પણ તેનો હાથ લંબાયેલો નજરે પડતો નથી. તો પછી એને તારણહાર કેમ કહેવો ? અર્થ એનો એમ થાય છે કે આપણા ઇષ્ટદેવતા, આપણા આરાધ્ય દેવ પાસેથી આપણે એવું મેળવીએ કે જીવનમાં જ્યારે મુશ્કેલી આવી પડે ત્યારે તેનો માર્ગ કેમ કાઢે, એનો વિચાર આપણે આપણી મુશ્કેલીને વખતે કરવાની ટેવ પાડવી. આપણી સંસ્થા, આપણું કન્યા છાત્રાલય, એમાં કોઈ પ્રશ્ન ઊભો થાય, તે વખતે આપણા વડીલ ગાંધીજી અને ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને યાદ કરવા. એમનો આદેશ કાન દઈને સાંભળવો. આ જાતની ટેવ પાડવાથી આપણા જીવનમાં ઊભા થતા પ્રશ્નો, મુશ્કેલીઓ વગેરેનો ઈલાજ મળી રહેશે'

*

તા. ૧૭-૨-'૫૯

'ઘેલાં અમે, ઘેલાં રે બાઈ અમે ઘેલાં...'

'શું બોલવું ? તમે સૌ ઘેલાં બન્યાં છો ! બધાં પરીક્ષામાં ઘેલાં બન્યાં છો. સારી વાત છે. આજે 'પરીક્ષામાં ઘેલાં બનો ત્યાર પછી કામ કરવામાં ઘેલાં બનો. અને તેમ કરતાં કરતાં હરિના નામમાં ઘેલાં બની જશો. પછી બસ. એ હરિના નામના રસના ઘૂંટડા સૌ પીશો. પાશો. પીજો ને પાજો. (એક મસ્તફકીર જે લહેજતથી

અમૃતરસનું પાન કરતો હોય એવી જ મસ્તીમાં આવીને એમણે 'બસ એ હરિના નામના રસનો ઘૂંટડો પીજો ને પાજો.' એમ બોલેલા)

તા ૨૦-૨-'૫૯ શુક્રવાર

'કદિયે ન જાગે મારો આતમરામજી'

'ભજનની આ લીટી સાંભળીને મારી નજર સામે પૂર્વ બંગાળનો એક બાઉલ ખડો થયો. એ બાઉલ ભક્ત છે. એ ભક્તને મન સૌ સરખા છે. કોઈ મુસલમાન નથી, કોઈ શીખ નથી. કોઈ ઇસાઈ નથી જે માને છે તે બધાનો ધર્મ એક છે. અને એવી રીતે તે વર્તે પણ છે. (આમ ધર્મ એક છે એ જ રીતે તે સૌમાં એકને જુએ છે.) માણસમાં ય ભેદ તે રાખતો નથી. કોઈ ઊંચા નથી, બધા જ સરખા છે તે પોતાનુ કામ નિયમિત કાળજીથી કરે છે. સાધારણ રીતે મૌનમાં તે દરરોજ રાત્રે બેસતો હોય છે. બાઉલનુ ગીત આ છે. આપણે આપણા આત્માને આ ગીતથી જગાડવો છે ને જગાડવો જોઇએ

'હે ખુદા, જહાં દેખુ તહાં તેરા હી જલવા હૈ.'

(સ્વ૦ કલાપીશ્રીએ પણ એમની કવિતામાં ગાયુ છે કે)

'જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી છે આપની.'

એ બાઉલ જેની વાત ઉપર થઈ ગઈ, તે બાઉલના સંબંધમાં ચાચાજી એમ પણ બોલેલા કે બાઉલ હતો

ધૂની-મસ્તીવાળો. કોઈ દિવસ કોઈ સાથે બોલે *ર્* નહિ. ઉદાસ થઈને ફરે. પણ એનાં કામમાં તે કદી પાછો પડતો નહિ. એની પાસે કોઈ જાતના ભેદ હતા નહિ. એવા એ બાઉલનો આત્મા જાગી જાગી ગયો હતો, એવું માની શકાય.

'કે હે રે સાસૂ થારે સાવકી એ પણિહારી એ લો કે થારો પીવરિયો પરદેસ વાલા જો.'

'નહીં હે સાસૂ મ્હારે સાવકી એલ'જા, ઓડીઠા એ લો નહિ મ્હારો પીવરિયો પરદેસ વાલા જો.'

—થોડી વાર પછી ધ્યાનમાંથી જાગી. ઘડો ભર્યો, પણ ત્યાં ચડાવવાવાળું કોણ હતું? ચારે બાજુ જોયું એક ઊંટ સવાર જતો દેખાયો. પનિહારીએ તેને જ સાદ પાડ્યો —હે ચતુર સવાર, જરા ઘડો ચડાવી દેજો?

સવાર નજીક આવ્યો અને બોલ્યો-બધાંએ આંજણ અને ચાંદલો કર્યો છે પણ તારી આંખ કેમ ફીકી છે? બધાંએ ચુંદડી પહેરી છે પણ તારો વેશ કેમ મેલોઘેલો છે, શું કારણ છે?

પનિહારીએ ઉત્તર આપ્યો : હે ચતુર સવાર, બધાંના પ્રિયતમ ઘરે છે, મારો પ્રિયતમ પરદેશ છે તેના વિરહમાં મારી આ દશા છે.

સવારે કહ્યું : હે પનિહારી, શું તારી સાસુ સાવકી છે? કે તારું પિયર દૂર છે?

પનિહારીએ કહ્યું : ન તો મારી સાસુ સાવકી છે. અને ન તો મારું પિયર દૂર છે. મને તો પતિવિરહનું જ દુઃખ છે.

આ સાંભળીને એ સવારે વિચિત્ર પ્રસ્તાવ મૂક્યો :

**'ઘડો તો પટક દે ની તાલ મેં એ પણિહારી એ લો**
**ચાલેની ઓઠીડા રી લાર વાલા જો.'**

**બાળું તો બાળું થારી જીભડી એ ઓઠીડા એ લો**
**ડસૈ તને કાળો નાગ વાલા જો.**

**ચાલે તો ચિરાદૂ થારો ચંડલો એ પણિહારી એ લો**
**ચાલે તો દિખણી રો ચીર વાલા જો.**

**ચુડલો ચિરાસો ઘણુ રો સાયબો એ ઓઠીડા એ લો**
**ઓઢણિયોં ઓઢાસે મ્હારે વિર વાલા જો.**

હે પનિહારી, ઘડાને તળાવમાં પછાડી દે અને મારી સાથે ભાગી નીકળ.

સાંભળતાં જ પનિહારી ક્રોધે ભરાઈ–અરે સવાર તારી જીભ બળી જાય તને કાળોતર કરડે.

સવારે કહ્યું · મારી સાથે આવે તો હું ચૂડીઓ પહેરાવીશ. દક્ષિણની ચુંદડી ઓઢાડીશ.

પનિહારીએ કહ્યું · ચૂડી પહેરાવશે મારો સ્વામી અને ચુંદડી ઓઢાડશે મારો વીરો તું કોણ ?

ક્રોધયુક્ત ઉત્તર સાભળી સવાર ચાલ્યો ગયો. અને પનિહારી ક્રોધથી ભરેલી ઘરે આવી :

ધૂની-મસ્તીવાળો. કોઈ દિવસ કોઈ સાથે બોલે પણ નહિ. ઉદાસ થઈને ફરે. પણ એનાં કામમાં તે કદી પાછો પડતો નહિ. એની પાસે કોઇ જાતના ભેદ હતા નહિ. એવા એ બાઉલનો આત્મા જાગી જાગી ગયો હતો, એવું માની શકાય.

**'કે હે રે સાસૂ થારે સાવકી એ પણિહારી એ લો**
**કે થારો પીવરિયો પરદેસ વાલા જો.'**

**'નહીં હે સાસૂ મ્હારે સાવકી એલ'જા, ઓડીઠા એ લો**
**નહિ મ્હારો પીવરિયો પરદેસ વાલા જો.'**

—થોડી વાર પછી ધ્યાનમાંથી જાગી. ઘડો ભર્યો, પણ ત્યાં ચડાવવાવાળું કોણ હતું? ચારે બાજુ જોયું એક ઊંટ સવાર જતો દેખાયો. પનિહારીએ તેને જ સાદ પાડ્યો —હે ચતુર સવાર, જરા ઘડો ચડાવી દેજો?

સવાર નજીક આવ્યો અને બોલ્યો-બધાંએ આંજણ અને ચાંદલો કર્યો છે પણ તારી આંખ કેમ ફીકી છે? બધાંએ ચુંદડી પહેરી છે પણ તારો વેશ કેમ મેલોઘેલો છે, શું કારણ છે?

પનિહારીએ ઉત્તર આપ્યો: હે ચતુર સવાર, બધાંના પ્રિયતમ ઘરે છે, મારો પ્રિયતમ પરદેશ છે તેના વિરહમાં મારી આ દશા છે.

સવારે કહ્યુ: હે પનિહારી, શું તારી સાસુ સાવકી છે? કે તારું પિયર દૂર છે?

પનિહારીએ કહ્યું : ન તો મારી સાસુ સાવકી છે. અને ન તો મારું પિયર દૂર છે. મને તો પતિવિરહનું જ દુઃખ છે.

આ સાંભળીને એ સવારે વિચિત્ર પ્રસ્તાવ મૂક્યો :

' ઘડો તો પટક દે ની તાલ મેં એ પણિહારી એ લો
ચાલેની ઓઠીડા રી લાર વાલા જો.'

બાળું તો જાળું થારી જીભડી એ ઓઠીડા એ લો
ડસૈ તને કાળો નાગ વાલા જો.

ચાલે તો ચિરાદ્દ થારો ચંડલો એ પણિહારી એ લો
ચાલે તો દિખણી રો ચીર વાલા જો.

ચુડલો ચિરાસો ઘણ રો સાયબો એ ઓઠીડા એ લો
ઓઢણિયોં ઓઢાસે મ્હારે વિર વાલા જો.

હે પનિહારી, ઘડાને તળાવમાં પછાડી દે અને મારી સાથે ભાગી નીકળ.

સાંભળતાં જ પનિહારી ક્રોધે ભરાઈ–અરે સવાર તારી જીભ બળી જાય. તને કાળોતર કરડે.

સવારે કહ્યું : મારી સાથે આવે તો હું ચૂડીઓ પહેરાવીશ. દક્ષિણની ચુંદડી ઓઢાડીશ.

પનિહારીએ કહ્યું : ચૂડી પહેરાવશે મારો સ્વામી અને ચુંદડી ઓઢાડશે મારો વીરા. તું કોણ ?

ક્રોધયુક્ત ઉત્તર સાંભળી સવાર ચાલ્યો ગયો. અને પનિહારી ક્રોધથી ભરેલી ઘરે આવી :

'ઘડો તો પટકદું અલી ચૌક મેં એ
મ્હારા સાસૂજી એ લો
વેગોરે ઘડિયો ઉતરાવ વાલા જો.

કિણ થાંને મોસો મારિયો એ મ્હારા વહૂજી એ લો
કિણ થાને દીવી છે ગાળ વાલા જો.

એક ઓઠી મ્હાને ઇસો મિલયો એ
મ્હારા સાસૂજી એ લો
પૂછી મ્હારે મનડે રી બાત વાલા જો.

દેવરજી સરીસો દીવો પાતળો એ
મ્હારા સાસૂજી એ લો
નણદલ બાઈ સારે ઉણિયાર વાલા જો.'

પનિહારીનો ક્રોધ હજી ઊતર્યો ન હતો. ક્રોધમાં ને ક્રોધમાં ઘરે આવીને બોલી : સાસુજી, જલદી ઘડો ઉતરાવો. નહીં તો હું આંગણામાં પછાડી દઇશ

સાસુ ગભરાઇને બોલી : એ વહુ, શું તને કોઇએ ટોણો માર્યો કે કોઇએ તને ગાળ દીધી ?

પનિહારીએ કહ્યુ : મને એક સવાર મળ્યો, જેણે મારા મનની વાત પૂછી. તેનું શરીર દિયરજી જેવું પાતળું અને મોઢું નણંદબાઈ જેવું હતું.

સાસુ પોતાની ભોળી વહુ પર હસી પડી અને બોલી:—

'થે તો વહુ ભોળા ઘણા હો મ્હારા વહૂજી એ લો
ઓ તો થારો હી ભરતાર વાલા જો.'

—વહુ, તું તો બહુ જ ભોળી છે. અરે એ તો તારો જ પતિ હતો.

ગીત અહીં જ પૂરું થાય છે. પ્રવાસથી પાછા ફરતા પતિએ જ એની સાથે વિનોદ કર્યો હતો. પતિએ એને ઓળખી લીધી હતી. પણ તે પતિને ઓળખી શકી નહોતી. સાસુની વાત સાંભળીને તેના હૃદયની શું દશા થઈ હશે! તે સહૃદય વાચકો પોતે સમજી લેશે. આ ગીત લોક–સાહિત્યનો શૃંગાર છે.

હિંદી સાહિત્ય સંમેલનના ઈંદોર અધિવેશનમાં સભાપતિ ગાંધીજી પાસેથી સ્વ. મુંશી અજમેરજીએ થોડો સમય માગ્યો હતો. ગાંધીજીએ ત્રણ મિનિટ આપી. પણ જ્યારે મુંશીજીએ આ ગીત સંભળાવ્યું તો શ્રોતાજનોની સાથે ગાંધીજી પણ મુગ્ધ થઈ ગયા અને દસ મિનિટ સુધી આ ગીત સાંભળતા જ રહ્યા.

*

તા. ૨૩-૨-'૫૯

**'શેનો નાતો જાદવરાય આપણે શેનો નાતો?'**

આપણે શેનો નાતો? કયો નાતો? ચાચા ભત્રીજીઓનો, બાપ દીકરા–દીકરીઓનો? શેનો નાતો? બધા નાતા એક સ્નેહનો નાતો. સ્નેહનો સંબંધ દરેક સ્નેહના સંબંધને પવિત્રતાથી સમજાવવાનો પ્રયત્ન કરીએ એ જ ખરો નાતો.

એક મુહૂર્ત માટે હું....પહોંચી ગયો. અંદરની આંખોએ શું જોયું ? કલ્પના હોઈ શકે છે. એક મુહૂર્ત માટે પ્રાર્થના કરી. દરેકના સંબંધમાં બધા સંબંધનો આધાર સ્નેહ છે. પણ તે ગોપીના સ્નેહ જેવો રહેવો જોઈએ. દરેક કામમાં ગોપીનું હૃદય કૃષ્ણના ચરણમાં. કૃષ્ણ ગોપીને દાનમાન આપશે. તેની ભક્તિને બદલે પણ એવો દાનદક્ષિણાનો વિચાર તેના મનમાં ભળીને જે પ્રેમ કરવાનું જાણે છે. આપણી પ્રીતની રીત કેવી છે. કેટલા ટકા ગોપીની જેવી છે. તે કોઈ વખતે પોતાનું નિરીક્ષણ કરીને જાણવાનો પ્રયત્ન કરે છે ? અનુભવે શીખ્યું છે કે કોઈ બીજા માટે ખોટી ઇચ્છા રાખવી, ઈર્ષા કરવી, એને નીચે તોડી પાડવાની વૃત્તિ જ્યાં જ્યાં આપણા વર્તનમાં આવે ત્યાં ત્યાં રડી પડવું. બીજા કોઈની સાથે નહિ. એકાન્તે ઈશ્વરને ચરણે બેસીને રડી લેવું. પોકારવું. આ તો છે આમ. એમાંથી તું બચાવ. પ્રભુ કરે ને સૌની પ્રીતની રીતમાં ગોપી જેવી પવિત્ર ભાવના દિવસે દિવસે વધે એ જ પ્રાર્થના.

*

તા. ૨૭-૨-'૫૯

ૐ સહ નાવવતુ ।
સહ નૌ ભુનક્તુ ।।

"આ મંત્ર સાંભળતાં જ મારા મનને ભગવાન જાણે કેમ એમ જ લાગ્યા કર્યું કે 'ૐ સહ નાવવતુ'

સૌ સાથે હળીમળીને કામ કરો. 'સહ નૌ ભુનક્તુ.' આ લીટીમાં તો એમ જ જણાય છે સહન કરો. સહન કરો. બાપુએ ઝેરના ઘૂંટડા પીધા છે. એમણે પી જાણ્યા છે. એમના બે આશ્રમો. એક સાબરમતી. બીજો સેવાગાંવ. બે ય આશ્રમોમાં હું રહ્યો છું. મારી નજરે બાપુને ઝેર પીતાં જોયા છે. અને તે કેવી રીતે. પ્રેમને હસતે મોઢે. બાપુ પાસે નાનાં મોટાં સૌ જ ફરિયાદ લાવે. નાનીમોટી, ફેંકી દેવા જેવી આપણને સાંભળતાં તદ્દન મામૂલી લાગે કે બાપુને ઘણાં કામ છે, આવી વાત ક્યાં કરવા તે આવ્યાં! કોઈ બોલી પણ ઊઠે : 'બાપુ તમારે ઘણાં કામ છે.' ત્યારે બાપુ જવાબ આપે. ઈશ્વરનાં કામોમાં બધાનો સમાવેશ. વાત સાંભળતાં જરા ય વખત નથી બગડતો. 'બોલો, શું કહેવું છે?' આમ બાપુ પ્રેમથી સૌની વાતો સાંભળતા. ખાનગી (જો કે ખાનગી રાખવાપણું હોય નહિ છતાં મનુષ્ય છે. એને પોતાને કેટલીક વાતો હોઈ શકે છે. જે બીજાની સમક્ષ કહેતાં તે સંકોચાતો હોય છે. ઠીક પણ લાગતું નથી હોતું.) વાતો ય બાપુ એટલા જ પ્રેમથી સાંભળતા.

બાપુને દુઃખ પણ થાય. નામ નથી લેતો, પણ ઘણા જણ તો બાપુને કહેતા મેં સાંભળ્યા છે કે 'બાપુ તમારી જગાએ હું હોઉં તો એક મિનિટ માટે પણ આવા પ્રકારના લોકોને ચલાવી ના લઉં.' બાપુ આ ય સાંભળી લેતા, પ્રેમથી ઘૂંટડો પી જતા, આનંદથી.

એક વાર બાપુએ મને કહ્યું : 'દેખ, ગુરુદયાળ,

એક મુહૂર્ત માટે હું....પહોંચી ગયો. અંદરની આંખોએ શું જોયું ? કલ્પના હોઈ શકે છે. એક મુહૂર્ત માટે પ્રાર્થના કરી. દરેકના સંબંધમાં બધા સંબંધનો આધાર સ્નેહ છે. પણ તે ગોપીના સ્નેહ જેવો રહેવો જોઇએ. દરેક કામમાં ગોપીનું હૃદય કૃષ્ણના ચરણમાં. કૃષ્ણ ગોપીને દાનમાન આપશે. તેની ભક્તિને બદલે પણ એવો દાનદક્ષિણાનો વિચાર તેના મનમાં ભળીને જે પ્રેમ કરવાનું જાણે છે. આપણી પ્રીતની રીત કેવી છે. કેટલા ટકા ગોપીની જેવી છે. તે કોઈ વખતે પોતાનું નિરીક્ષણ કરીને જાણવાનો પ્રયત્ન કરે છે ? અનુભવે શીખવ્યુ છે કે કોઈ બીજા માટે ખોટી ઇચ્છા રાખવી, ઈર્ષા કરવી, એને નીચે તોડી પાડવાની વૃત્તિ જ્યાં જ્યાં આપણા વર્તનમાં આવે ત્યાં ત્યાં રડી પડવું. બીજા કોઇની સાથે નહિ. એકાન્તે ઇશ્વરને ચરણે બેસીને રડી લેવું. પોકારવું. આ તો છે આમ. એમાંથી તું બચાવ. પ્રભુ કરે ને સૌની પ્રીતની રીતમાં ગોપી જેવી પવિત્ર ભાવના દિવસે દિવસે વધે એ જ પ્રાર્થના.

*

તા. ૨૭-૨-'૫૯

ૐ સહ નાવવતુ ।
સહ નૌ ભુનક્તુ ॥

"આ મંત્ર સાંભળતાં જ મારા મનને ભગવાન જાણે કેમ એમ જ લાગ્યા કર્યું કે 'ૐ સહ નાવવતુ'

સૌ સાથે હળીમળીને કામ કરો. 'સહ નૌ ભુનક્તુ.' આ લીટીમાં તો એમ જ જણાય છે સહન કરો. સહન કરો. બાપુએ ઝેરના ઘૂંટડા પીધા છે. એમણે પી જાણ્યા છે. એમના બે આશ્રમો. એક સાબરમતી. બીજો સેવાગાંવ. બે ય આશ્રમોમાં હું રહ્યો છું. મારી નજરે બાપુને ઝેર પીતાં જોયા છે. અને તે કેવી રીતે. પ્રેમને હસતે મોઢે. બાપુ પાસે નાનાં મોટાં સૌ જ ફરિયાદ લાવે. નાનીમોટી, ફેંકી દેવા જેવી આપણને સાંભળતાં તદ્દન મામૂલી લાગે કે બાપુને ઘણાં કામ છે, આવી વાત કયાં કરવા તે આવ્યાં! કોઈ બોલી પણ ઊઠે: 'બાપુ તમારે ઘણાં કામ છે.' ત્યારે બાપુ જવાબ આપે. ઈશ્વરનાં કામોમાં બધાનો સમાવેશ. વાત સાંભળતાં જરા ય વખત નથી બગડતો. 'બોલો, શું કહેવું છે?' આમ બાપુ પ્રેમથી સૌની વાતો સાંભળતા. ખાનગી (જો કે ખાનગી રાખવાપણું હોય નહિ છતાં મનુષ્ય છે. એને પોતાને કેટલીક વાતો હોઈ શકે છે. જે બીજાની સમક્ષ કહેતાં તે સંકોચાતો હોય છે. ઠીક પણ લાગતું નથી હોતું.) વાતો ય બાપુ એટલા જ પ્રેમથી સાંભળતા.

બાપુને દુઃખ પણ થાય. નામ નથી લેતો, પણ ઘણા જણ તો બાપુને કહેતા મેં સાંભળ્યા છે કે 'બાપુ તમારી જગાએ હું હોઉં તો એક મિનિટ માટે પણ આવા પ્રકારના લોકોને ચલાવી ના લઉં.' બાપુ આ ય સાંભળી લેતા, પ્રેમથી ઘૂંટડો પી જતા, આનંદથી.

એક વાર બાપુએ મને કહ્યું : 'દેખ, ગુરુદયાળ,

એક મુહૂર્ત માટે હું....પહોંચી ગયો. અંદરની આંખોએ શું જોયું ? કલ્પના હોઈ શકે છે. એક મુહૂર્ત માટે પ્રાર્થના કરી. દરેકના સંબંધમાં બધા સંબંધનો આધાર સ્નેહ છે. પણ તે ગોપીના સ્નેહ જેવો રહેવો જોઈએ. દરેક કામમાં ગોપીનું હૃદય કૃષ્ણના ચરણમાં. કૃષ્ણ ગોપીને દાનમાન આપશે. તેની ભક્તિને બદલે પણ એવો દાનદક્ષિણાનો વિચાર તેના મનમાં ભળીને જે પ્રેમ કરવાનું જાણે છે. આપણી પ્રીતની રીત કેવી છે. કેટલા ટકા ગોપીની જેવી છે. તે કોઈ વખતે પોતાનું નિરીક્ષણ કરીને જાણવાનો પ્રયત્ન કરે છે ? અનુભવે શીખવ્યું છે કે કોઈ બીજા માટે ખોટી ઇચ્છા રાખવી, ઈર્ષા કરવી, એને નીચે તોડી પાડવાની વૃત્તિ જ્યાં જ્યાં આપણા વર્તનમાં આવે ત્યાં ત્યાં રડી પડવું. બીજા કોઇની સાથે નહિ. એકાન્તે ઇશ્વરને ચરણે બેસીને રડી લેવું. પોકારવું. આ તો છે આમ. એમાંથી તું બચાવ. પ્રભુ કરે ને સૌની પ્રીતની રીતમાં ગોપી જેવી પવિત્ર ભાવના દિવસે દિવસે વધે એ જ પ્રાર્થના.

*

તા. ૨૭-૨-'૫૯

ૐ સહ નાવવતુ ।
સહ નૌ ભુનક્તુ ॥

"આ મંત્ર સાંભળતાં જ મારા મનને ભગવાન જાણે કેમ એમ જ લાગ્યા કર્યું કે 'ૐ સહ નાવવતુ'

સૌ સાથે હળીમળીને કામ કરો. 'સહ નૌ ભુનકતુ.' આ લીટીમાં તો એમ જ જણાય છે સહન કરો. સહન કરો. બાપુએ ઝેરના ઘૂંટડા પીધા છે. એમણે પી જાણ્યા છે. એમના બે આશ્રમો. એક સાબરમતી. બીજો સેવાગાંવ. બે ય આશ્રમોમાં હું રહ્યો છું. મારી નજરે બાપુને ઝેર પીતાં જોયા છે. અને તે કેવી રીતે. હસતે મોઢે. બાપુ પાસે નાનાં મોટાં સૌ જ ફરિયાદ લાવે. નાનીમોટી, ફેંકી દેવા જેવી આપણને સાંભળતાં તદ્દન મામૂલી લાગે કે બાપુને ઘણાં કામ છે, આવી વાત કયાં કરવા તે આવ્યાં! કોઈ બોલી પણ ઊઠે : 'બાપુ તમારે ઘણાં કામ છે.' ત્યારે બાપુ જવાબ આપે. ઈશ્વરનાં કામોમાં બધાનો સમાવેશ. વાત સાંભળતાં જરા ય વખત નથી બગડતો. 'બોલો, શું કહેવું છે?' આમ બાપુ પ્રેમથી સૌની વાતો સાંભળતા. ખાનગી (જો કે ખાનગી રાખવાપણું હોય નહિ છતાં મનુષ્ય છે. એને પોતાને કેટલીક વાતો હોઈ શકે છે. જે બીજાની સમક્ષ કહેતાં તે સંકોચાતો હોય છે. ઠીક પણ લાગતું નથી હોતું.) વાતો ય બાપુ એટલા જ પ્રેમથી સાંભળતા.

બાપુને દુઃખ પણ થાય. નામ નથી લેતો, પણ ઘણા જણ તો બાપુને કહેતા મેં સાંભળ્યા છે કે 'બાપુ તમારી જગાએ હું હોઉં તો એક મિનિટ માટે પણ આવા પ્રકારના લોકોને ચલાવી ના લઉં.' બાપુ આ ય સાંભળી લેતા, પ્રેમથી ઘૂંટડો પી જતા, આનંદથી.

એક વાર બાપુએ મને કહ્યું : 'દેખ, ગુરુદયાળ,

બ્રિટિશ સારી હતી. તે મારો વિરોધ કરતી. કરીને બેસી રહેતી. પણ જ્યારે આ બધાં મારાં જ કહેવાય તે મને આમ પીડે છે. ત્યારે મને દુઃખ થાય છે એનું.'

બાપુને આમ ઝેર પીતાં જોઈ આપણે પણ સમજવાનું છે કે કુટુંબમાં આપણે એક સૌ સ્વભાવે દરેક સરખા ના હોય. પણ તેને નભાવતાં શીખવાની કળા શીખવી જોઈશે. નભાવતાં શીખવાની કળા શીખીશું. અને પછી જુઓ પરમઆનંદનો અનુભવ થશે. 'ૐસહ નાવવતુ'નો સાચો અર્થ ત્યારે જ પામીશું. આજે તો માત્ર તે બોલી જાણીએ છીએ. આપણે સ્વમાનની વાતો કરીએ છીએ. પણ તે ખોટી છે. 'સ્વ' એટલે (આકાશ ભણી આંગળી કરીને) 'તે' એનુ માન જાળવવાનું. એનું માન જાળવવું એટલે સૌ સાથે હળવું મળવું અને આપણામાં રહેલા અહમને ઓગાળી નાખવો. એમાં જ સ્વમાન જળવાશે. માટે આપણે સૌએ આ એક વસ્તુ, આ એક કળા શીખવાની છે. ઝેર પીવું. અને તે આનંદે પીવું. એ જ છે 'ૐ સહ નાવવતુ'નો સાચો અર્થ.



[ ૨ ]

આપણે જંગલી દશામાં હતા ત્યારે માથું નીચે રાખીને ચાલતા. માણસ થયા ત્યારે માથું ઊંચકીને ચાલવા માંડ્યું એ માણસાઈ બતાવે છે—નીડરતા બતાવે છે. પૂ. ગાંધીજીએ આપણને નિર્ભય બનાવ્યા. એ માટે જે બહાદુરી જોઈએ તે ક્યાંથી આવી? ગાંધીજીએ એની શક્તિ બતાવી—આપણે ભારતમાતાના ખોળામાં રહીએ છીએ તેનું મંગળ થાય. આ જે પ્રેમવૃત્તિ છે તે મંગળને જ વરશે મંગળ અને પ્રેમ એક જ છે. એનો અર્થ વિદ્વાનો એવો કરે છે: જેનાથી મન મળી જાય તે મંગળ. એ કઈ શક્તિ છે જે મનને ગાળી નાખે છે?

દરેક સંસ્થાની અદશ્ય દીવાલો ઉપર સૂક્ષ્મ શરીર છે. આમ સૂક્ષ્મ ને સ્થૂળ, બંને રીતે સંસ્થાનું કલેવર બનેલું છે. આજે તો વિજ્ઞાને સાબિત કરી દીધું છે કે કોઈ ઇચ્છાથી, વિચારથી આપણું સૂક્ષ્મ શરીર બને છે. જે સંસ્થા માટે એવું કહી શકાય એવી સંસ્થાની દીવાલો પર એવા શબ્દો કોતરાયેલા હોય છે.

બૌદ્ધધર્મના એક પુસ્તકમાં લખેલું છે કે 'જો જ્ઞાન મેળવવું હોય તો નમ્ર બનો. અને જ્ઞાન મેળવ્યા પછી વધારે નમ્ર બનો.' આપણે થોડું વધારે જ્ઞાન મેળવ્યું અને માથું વધારે ઊંચું કરી મૂક્યું. માથું ઊંચું કરવું ને માથું ઊંચકવું, બન્નેમાં ફેર છે. માથું ઊંચકવું એટલે અત્યારની સામે થવું એટલા માટે ગુરુદેવની ગીતાંજલિમાં એક પ્રાર્થના છેઃ 'પ્રભુ મને શક્તિ આપે કે જેના વડે જે બીજાઓનું અપમાન કરે છે, બીજાઓને અન્યાય કરે છે તેની સામે માથું ઊંચકીને ઊભો રહું.'

પરમ વસ્તુ ધન, તેનો વિચાર સતત રહ્યા કરે તેના જ માટે આ બધા પ્રયત્નો છે. વડીલો સામે, ઉંમર, અનુભવ, જ્ઞાન વગેરેમાં પણ માથું નમાવવું જોઈએ. અહીં આપણે જ્ઞાન મેળવવા આવ્યા છીએ, અને જેમજેમ આપણું જ્ઞાન-વિચાર-શક્તિ વધતી જાય તેમતેમ આપણે વધારે ને વધારે નમ્ર બનતા જવું જોઈએ. નમ્રતા જેવી બીજી કોઈ શક્તિ નથી. જે આપણા જીવનને, આપણા ચારિત્ર્યને ઘડી શકે. આ વાત મહાપુરુષો શીખવી ગયા છે.

બાયબલમાં કહ્યું છે કે, 'ધન્ય તો તે થય', જે નમ્ર છે, ગરીબ છે. અર્થહીન હોઈએ તો પણ નમ્ર કહેવાઈએ. કોઈ પણ વસ્તુમાં ન ફસાવું એવી ગરીબી હૃદયમાં રહે તો બધું મળી જશે જે લોકો નમ્ર છે તેમને જ આ ધરતી મળશે, જમીન મળશે.' બાયબલના આ શબ્દો મૂર્તિમંત થયા છે.

વિનોબાજીમાં એ શક્તિ છે. લોકોએ એમને ૫૭ લાખ એકર જમીન આપી છે શા માટે? આજે શહેરીજનોને પણ તેઓ વારંવાર કહે છે પણ એ બધા પાસે વસ્તુ હોવા છતાં આપવાની ના પાડે છે. જે સાચા હેતુથી, સારા કામ માટે માગે છે તેને તે મળી રહે છે.

કેટલાક આળસુ રહીને ભિક્ષા માગવાની ટેવ પાડીને પેટ ભરે છે. આ ખોટી ટેવ છે. અને તે પણ આજે તો પોષાય છે. એક સમસ્યા ઊભી થઈ છે. માણસમાં 'દયાભાવ' કોઈ કોઈવાર તરંગનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

પ્રભુ આપણને સૌને એમાંથી ઉગારી લે!

## પ્રશ્નોત્તરી

પ્રશ્ન : શાંતિનિકેતનનો ટૂંક ખ્યાલ આપો.

ઉત્તર : હાલ બંગાળમાં જ્યાં શાંતિનિકેતન છે ત્યાં ત્યાં અગાઉ ગાઢ જંગલ હતું. ત્યાં ચાળીસેક જેટલા ડાકુ રહેતા હતા. તેમનો સરદાર હંમેશાં લૂંટની શોધમાં રહેતો અને લાગ મળતાં કોઈને પણ છોડતો નહીં.

એક વાર એવી ભયાનક જગ્યાએ ગુરુદેવના પિતા મહર્ષિદાદાએ તંબુ નાખ્યો અને રસોઈ કરવાની શરૂઆત કરી. તેઓ સવારસાંજ ધ્યાનમાં બેસતા. ગાંધીજી જેમ પ્રાર્થનામાં બેસતા અને કહેતા કે 'પ્રાર્થના કર્યા સિવાય રહી શકતો નથી.' તેવું જ તેમને પણ થતું.

એક દિવસ સાંજે દાદા ધ્યાનમાં બેઠા. કલાક થઈ ગયો. તોયે ઊઠ્યા નહીં, ત્યાંથી ખસ્યા નહીં. ધ્યાનમાં જ બેસી રહ્યા. એમ ને એમ આખી રાત પસાર થઈ ગઈ. એ વખતે પેલા ડાકુઓનો સરદાર ત્યાંથી પસાર થયો. ધ્યાનમાં બેઠેલા મહર્ષિ પર તેની નજર પડી. તે મહર્ષિની નજીક આવ્યો અને આશ્ચર્ય પામ્યો. મહર્ષિની આંખમાં એણે એવી જ્યોતિ-નૂર-જોઈ કે ડાકુનું પરિવર્તન થઈ ગયું. એને વિચાર આવ્યો કે આ તો શાંતિનિકેતન—પ્રભુનું ઘર છે....બસ.

મહર્ષિ ધ્યાનમાંથી ઊઠ્યા ત્યારે ડાકુઓના સરદારે તેમને પ્રણામ કરી કહ્યું : 'આજથી હું તમારી સેવામાં રહીશ. હું ને મારા સાથીઓ લૂંટનો ધંધો છોડી દઈશું'

આ બનાવ પરથી મહર્ષિને એક વિચાર આવ્યો. તેઓ લોર્ડ સિંહા પાસે ગયા. તેમને પોતાના વિચારો દર્શાવી તેમની પાસેથી પૈસા મેળવ્યા અને શાંતિનિકેતન સ્થાપ્યું. અને એની સાથે જ પ્રકૃતિ-આનંદ વગેરે સ્થપાયાં.

આશ્રમની આસપાસ વાઘ, દીપડા આદિ હિંસક જંગલી પશુઓ રહેતાં, પણ તેમનો કોઈને ભય જ ન લાગતો. ૧૯૦૧માં એ શરૂ થયું. એની પાછળ એમનો પોતાનો કડવો અનુભવ હતો.

શાંતિનિકેતન વિકસ્યું ત્યારે એનું નામ 'બ્રહ્મચર્યાશ્રમ' રખાયું. ૧૯૨૧માં એનું નામ 'વિશ્વભારતી' રખાયું છે.

પૂ. ગાંધીજીના જીવનનો સાચો આદર્શ વિશ્વ-ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય ઇતિહાસ વગેરે સંસ્થા દ્વારા જાણે એવા વિચારથી એ નામ રખાયું છે. ત્યાં આજે જુદા જુદા દેશોના સાહિત્યનો અભ્યાસ થઈ રહ્યો છે. ત્યાં બધા એક-બીજાની સાથે રહે છે; વિચારોની આપલે કરે છે. ૧૯૪૧માં ગુરુદેવનો સ્વર્ગવાસ થયો. ૧૯૫૨માં સરકારે એ સંસ્થા સંભાળી લીધી છે.

ગુરુદેવની સંસ્થા સંબંધી એક વિશેષ વાત છે. તેઓ માનતા કે બાળકોમાં કળાકારની વૃત્તિ રહી છે. એટલા માટે એમણે કળાભવન, સંગીતભવન, ઉદ્યોગભવન શરૂ કરેલાં. સવારે ભણતર પૂરું થાય પછી બાળકોને જે કરવું હોય તે કરે. ત્યાં વિદ્યાર્થી આવે અને મેટ્રિક પસાર કરે ત્યારે ઉદ્યોગદ્વારા કંઇક મેળવીને જાય. તે સાથે જ એનામાં કવિત્વશક્તિ હોય, કલાશક્તિ હોય, તો તે પણ શીખતો જાય અને એવી રીતે ઉદ્યોગશીલ રહે કે જેનાથી તે આનંદ મેળવી શકે. શરીર માટે આનંદ. આત્મા માટે આનંદ. આપણે તો તૈયાર છીએ જીવનના સંગ્રામ માટે. સંગ્રામ શબ્દ નથી રુચતો પણ જેણે શીખી લીધુ છે, 'કેવી રીતે જીવવું' તેને માટે જીવન 'સંગ્રામ' નથી રહેતું, જીવન બની જાય છે સેવાગ્રામ.



[ ૩ ]

પ્રભુના રાજ્યમાં જે દાખલ થયો છે તેનો પુનર્જન્મ થઈ ચૂકયો છે. પ્રેમરાજ્ય એટલે કશાય સ્વાર્થ વગરનું રાજ્ય. સંતો સંસારમાંથી પાવન થઈ બાળક જેવી વૃત્તિમાં આવી જાય છે. અનેક મનુષ્યોનો અનેક પ્રયત્ને ઉદ્ધાર કરવા ઇચ્છે છે. ગુરુદેવ બાળકને આકાશના ચંદ્રની ચડતી કળા જેવા જોતા. જેમ ચંદ્ર દિવસે દિવસે વધતો હોય છે તેમ બાળકની બુદ્ધિનો વિકાસક્રમ થતો હોય છે. દરેકમાં પ્રભુ રહેલા છે. પણ આપણે ઓળખી શકતા નથી.

બાળક સૂર્યને જોઈ ખુશ થાય. માતાને જોઈ ખુશ થાય. તે બાળક માટી સાથે પણ રમે છે. એવો એ બાળક છે કે જો પ્રભુનાં દર્શન કરવાં હોય તો બાળકને પૂછો. આપણી સંગતથી બાળક પણ મોટો થઈ એ પણ આપણા જેવો જ થઈ જાય છે તેથી આપણું વર્તન એવું હોવું જોઈએ કે આપણામાં બાળકની શ્રદ્ધા અખંડ રહે. બાળકમાં એવી શ્રદ્ધા હોય છે કે કૂવામાં નાખીએ તો પણ તૈયાર હોય. ભક્તને આવી શ્રદ્ધા રાખવી પડે છે. જેથી જે વખતે ઈશ્વર જે સ્થિતિમાં રાખે તેમાં સંતોષ માનવો પડે.

પ્રભુમાં વિશ્વાસ રાખવો એ આપણું પરમધન છે. તે ધન ગયું તો ખલાસ.

બાળક જે કાંઈ કરે છે તે પોતાની બુદ્ધિથી કરે છે. દરેકમાં એ શક્તિ રહેલી છે. ઈશ્વર કે આત્મા જે કહીએ તે બાળકને જે ગમે છે તે, આપણને નથી ગમતું. કારણ કે દરેકની દૃષ્ટિ જુદી છે. આપણે નાનાં હતાં ત્યારે પણ એવાં જ હતાં. જેને લાગણીનો સંબંધ હોય છે તે જ ભૂલ સુધારી શકે છે. લાગણી કે પ્રેમ સિવાય કોઈને કાંઈ કહી શકાતું નથી.

બાળક જ્યારે આકાશ સામે જોઈ રહે છે ત્યારે ખરેખર તે તારાઓ સાથે વાત કરતું લાગે છે. અને આકાશ તેને કાંઈક છૂપું છૂપું કહેતું હોય તેમ લાગે છે. બાળકને ઝાડ જોવાની મજા પડે છે. તે પવનથી ડોલતું હોય છે. બાળકને દરેક વસ્તુ જોવાની વૃત્તિ થાય છે. ત્યારે આપણને ગમતું નથી.

ગુરુદેવે કહ્યું હતું કે બચ્ચાંને ૫ થી ૮ વર્ષ સુધી વાર્તાદ્વારા શિક્ષણ આપવું. બાળક માને કહેતું હોય છે. 'બા, બાપુજી ભલેને મોટાં મોટાં થોથાં લખતા હોય. પણ તારા જેવી વાર્તા તે કહી શકતા નથી. બા, મને તારા ઉપર ઘણો જ પ્રેમ આવે છે. બા, તું મારા બાપુજીને નાહવા કે જમવા બોલાવે છે ત્યારે તે જલદી આવતા નથી અને તે તો લખ્યા જ કરે છે. જો હું મારા બાપુજીના ઓરડામાં જાઉં છું, તો તું મને બોલાવી લે છે. પણ

બાપુજીને તું કંઈ કહેતી નથી.' 'પ્રેમ જે કરી શકે છે તેને સર્વ અધિકાર છે.' કબીરનું એક જ વાકય છે 'બૂરે ભલે હમ ઠાકોર.' સાચો શિક્ષક કયારે થશે? જ્યારે તેનું હૃદય માના જેવું થશે ત્યારે. વિનોબાજી પણ એમ જ કહેતા.

કયા કરે ધ્યાન મેરા ઐસા હૈ કૃષ્ણ.
ચાંદ ઓ સૂરકી મુઝે નહિ જીલીઆ.
મેરી આંખો મેં બસ રહા હૈ મેરા કૃષ્ણ.

મુઝે તોફાનકા નહિ ખટકા
મેરી કિશ્તીકા નાખુદા હૈ...કૃષ્ણ

અબ તો મેરે દિલકી યેહી આરઝુ,
મેરે દિલમેં આપ ઓ મેરા...કૃષ્ણ

(સાબરમતી સ્રી અધ્યાપન મંદિરની બહેનો સાથે થએલી વાતચીતમાંથી)



[૪]

ગુરુદેવે કલકત્તામાં દેહ છોડ્યો એ વાતને આજે પંદર વર્ષ થઈ ગયાં. પણ ગાંધીજી અને ગુરુદેવ જેવા મહાપુરુષોએ લોકોને એવું તો ઘેલુ લગાડયું કે એમના અવસાન પછી આખુ જગત એમને વધારે યાદ કરે છે. દરરોજ કેટલા માણસો મરે છે! એમનાં સગાં-વહાલાંઓ કેટલોક સમય એમને યાદ કરે છે અને પછી તે કાળના પ્રવાહમાં વીસરાઈ જાય છે. પણ ગાંધી–ગુરુદેવ એવા મહાપુરુષો હતા કે સૌને હૈયે એમની યાદ રહેવાની જ.

આજથી છપ્પનમે વર્ષે ગુરુદેવને 'કોઇકે' કહ્યું, 'ઊઠ, તારી આ કાવ્યશક્તિ સૌને દાન કર. એકલો એકલો એકાદ ખૂણે બેસીને કવિતાઓ ન બનાવ.'

ગુરુદેવની દૃષ્ટિ 'સુંદર' પ્રત્યે હતી. સત્યમ્ શિવમ્ સુંદરમ્ એ ત્રણમાંથી ગુરુદેવે સત્યમ્‌ને પ્રતિષ્ઠા તો આપી જ છે તે સાથે સુંદરમ્‌ને પણ જીવનમાં એનુ સ્થાન આપ્યુ.

તમે નાનાં છો ખરી રીતે તો વિદ્યાર્થીઓમાં અમે પણ ગણાઇએ—અને એમ આપણે જીવનભર વિદ્યાર્થી રહેવાના છીએ. આપણી દૃષ્ટિ સુંદર પ્રતિ જવી જોઈએ અને અને કાયમ એનુ આકર્ષણ રહેલું જોઈએ. સદ્દર પાન.

સુંદર ફૂલ, સુંદર બાળક, અને પ્રકૃતિમાં જે કંઈ નવું અને સુંદર પડ્યું છે તે બધું જ આપણી નજરે પડવું જોઈએ. ને જે કંઈ જોઈએ તે જોઈને આપણું હૃદય નાચી ઊઠવું જોઈએ. રસ્તે જતાં હોઈએ ત્યારે પણ આપણી આંખ ઉઘાડી હોવી જોઈએ અને જ્યાં જ્યાં સુંદરતા દેખાય તેનાં મનભરીને દર્શન કરવાં જોઈએ, અને ધીમેધીમે સૌન્દર્ય જોવાની આપણી દૃષ્ટિ વિકસતી જવી જોઈએ.

તમે ફૂલ ચૂંટો, મને આપો અથવા બીજા કોઈને આપો તેના કરતાં એ જ્યાં ઊગ્યુ હોય ત્યાં જ તેને રહેવા દઈએ તો ફૂલની સુંદરતાનો લાભ બીજાને પણ મળે ખરો ને ?

ગુરુદેવ માનતા કે બાળકને સૌન્દર્ય દૃષ્ટિ સંપડાવવી હોય તો તેને પ્રકૃતિની ગોદમાં રાખવું જોઈએ, જેથી એ કુદરતની બધી જ સુંદરતા અને શોભા પામી શકે.

૧૯૦૨ માં ગુરુદેવે કલકત્તાની નજીક શાન્તિનિકેતનની સ્થાપના કરી. કહેવાય છે કે કવિ કદી આદર્શ શિક્ષક બનતો નથી. એ કહેવતને ગુરુદેવે ખોટી પાડી. એ પોતે એક આદર્શ શિક્ષક બન્યા અને એવા વિદ્યાર્થીઓને કેળવ્યા કે જેમાંના આજે પ્રધાન મંત્રીઓ છે. ન્યાયાધીશો પણ છે એ સૌના જીવનને જો તપાસીએ તો તે બધા એવા છે કે દિવસભર કામ કર્યા પછી એક કલાક કોઈ સુંદર વાચન, સુંદર કળાકૃતિ અથવા સુંદર સર્જન પાછળ નહિ ગાળે તો તેમને ચેન ન પડે.

ગુરુદેવ પાસે બધા વિદ્યાર્થીઓ રહેતા. ગુરુદેવ એમની પાસે કામ કરાવતા. એમાંથી એ શિક્ષણના વિષયો ઊભા કરતા. શિક્ષણની કળા એમાં જ તે સમાવી દેતા.

શિષ્યો પ્રત્યે ગુરુદેવનુ વહાલ એટલું બધું હતું કે વિદ્યાર્થીઓ હોંસે હોંસે કામ કરતા. અને આનંદ પામતા.

ગુરુદેવ લાકડાં વીણવા બહાર મોકલે. લાકડાં લઈને પાછા ફરે ત્યારે પૂછે કે માર્ગમાં તમે શું શું જોયુ એ જ એમનુ શિક્ષણ !

ગુરુદેવના એ વહાલભર્યા શિક્ષણને પ્રત્યેક વિદ્યાર્થી આજેય પ્રેમપૂર્વક સંભારે છે.

ઉપાસના મંદિરમાં આજે ગવાયુ 'હરિ આવ્યા'તા મારે આંગણે રે....' તે ગીત ગુરુદેવની 'ગીતાંજલિ'માં છે. ગુરુદેવે ખરેખર હરિને આંગણે પધારેલા જોયા હતા. કાવ્યમાં એમની કલ્પના નથી. એક અનુભવ છે.

સામે પાટિયા પર લખ્યુ છે. 'તમે સૌ વાંચો જેને ઓળખવાનો છે, તેની ઓળખાણની જરૂર રહેતી નથી. એને તો સહુ ઓળખે છે.' આ તમે વારંવાર વાંચજો અને તેનો અર્થ સમજજો

ગુરુદેવની દૃષ્ટિ ખુલ્લી હતી માટે જ એ ભગવાનને ઓળખી ગયા અને ભગવાનની વાત કરી શકયા. આપણે આજે એ સુદૃષ્ટિ માટે ગુરુદેવને નમસ્કાર કરી એવી દૃષ્ટિ માટે પ્રાર્થના કરીએ અને આશિષ મેળવીએ અને દૃષ્ટિ પામી ઈશ્વરને ઓળખીએ

છુટ્ટી મળી છે આજ ભાઈઓ વિદાય આપો સુજને,
જાવું અહીંથી પ્રણામ કરીને મારે તમને સહુને.
પાછી આપું છું ઘર ચાવી, આવો
નથી હવે રાખ્યો ઘર પર કો દાવો,
પ્રસન્નતાથી વિદાય આપો આજ તમે સૌ સુજને,
જાવું અહીંથી પ્રણામ કરીને મારે તમને સહુને.
ઘણા દિવસ હું રહ્યો બની પાડોશી,
દીધું જેટલું, લીધું છે વધુ તેથી.
રાત થઈ પૂરી દિન ઊગવા આવ્યો,
ઘર ખૂણેનો દીવો યે બુઝાયો.
હું તો ચાલ્યો ભાઈ, હવે આ હાક પડી છે સુજને,
જાવું અહીંથી પ્રણામ કરીને મારે તમને સહુને.

*

ગુજરાત વિદ્યાપીઠના એક વિદ્યાર્થીએ, સમારંભમાં મીઠી હલકે ઉપલું ગીત ગાયું. ચાચાજીએ એ ગીત વિશે સમજાવતાં કહ્યું—

ગુરુદેવને હરસનું દર્દ હતું. તેના ઓપરેશન માટે તેમને વિલાયત જવાનું થયું. દિવસ નક્કી થયો, તારીખ નક્કી થઈ; પ્રવાસની ટિકિટ પણ આવી ગઈ. શાન્તિનિકેતનથી બોલપુર. ત્યાંથી કલકત્તા અને પછી મુંબઈ. મુંબઈથી વિલાયત આમ કાર્યક્રમ નક્કી થઈ ગયો હતો.

જવાનો દિવસ આવી પહોંચ્યો.

ગુરુદેવને વિદાય આપવા શાન્તિનિકેતનના બધા માણસો ભેગા થયા. સહુ ગુરુદેવના નિવાસસ્થાન આગળ બારણા પાસે હારબંધ ગુરુદેવની રાહ જોતા ઊભા. એક મિનિટ, બે મિનિટ, કલાક, બે કલાક, અરે ત્રણ કલાક થઈ ગયા પણ ગુરુદેવ બહાર આવ્યા જ નહીં. સૌને ચિંતા થઈ. અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. શું થયુ હશે? ગાડીનો સમય થવા આવ્યો તોય ગુરુદેવ બહાર કેમ આવતા નથી? છેલ્લી ગાડી ચૂકશે તો પછી આખો કાર્યક્રમ ચૂંથાઈ જશે. કેમકે એ ગાડીમાં મુંબઈ પહોંચ્યા પછી તરત બોટ ઊપડતી હતી. વળી એ ઓપરેશનનો દિવસ પણ નક્કી હતો, પછી તો બધું નવેસરથી ગોઠવવું પડે. આમ બધા ચિંતા કરતા હતા ત્યાં તો ગુરુદેવ 'છુટ્ટી મળી છે આજ ભાઈઓ, વિદાય આપો મુજને' ગાતા બહાર આવ્યા.

અમે સહુ ગદ્‌ગદ થઈ ગયા—અમારી આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં.

ગુરુદેવને કવિતા રચવા માટે અગાઉથી વિચાર ગોઠવવા પડતા નહોતા. કુદરત તરફથી એમને એ કીમતી બક્ષિસ મળી હતી. એ મનમાં કોઈ લય ગણગણે, ગુંજવા લાગે અને પછી કાવ્ય સ્ફુરે. એમનાં બધાં કાવ્યો આ રીતે જ લખાયાં છે.

## [૫]

તા. ૧લી નવેંબર૫૫ હતી.

અમે સૌ બેઠાં હતાં. જૂગજૂની વાતો કહેવા. વડ-વાઈઓ નાખીને એક ઘટાદાર વડલો બેઠો હોય, એમ ધોળી શ્વેતકેશી દાઢી લઇને ચાચાજી બેઠા હતા. અમે તેમને વીંટળાઈ અલકમલકની વાતો કરી રહ્યાં હતાં.

'મારી બહુ દિવસની ઇચ્છા છે. આપણે માઉંટ આબુ ચાલો જઇએ. હું બધે ફર્યો છું માત્ર નજીકનો આબુ રહી જાય છે.' ચાચાજીએ પોતાના મનની વાત કહી.

'એમ....શું કહો છો ?' અમારા આચાર્યશ્રીએ આશ્ચર્યભાવે પૂછયું. 'આપ આમ તો આખો દેશ ઘૂમી વળ્યા છો ને આપણી નજીકનો આબુ નથી જોયો?....'

'ખરેખર....ના.' ચાચાજીએ જવાબ આપ્યો.

'ચાચાજી, આપ દિલ્હી જાઓ છો ને ત્યારે માર્ગમાં આબુ તો આવે છે !' મેં વળી સાદ પૂર્યો.

'હાં, બચ્ચા, બધી વાત ખરી. પણ મારા ભાગ્યમાં તમારા સાથે જવાનું લખાયું છે !' ચાચાજીએ વિનોદ કર્યો. સાથે સાથે રમૂજી અભિનય કર્યો. સૌ હસી પડ્યાં.

ચાચાજીએ માઉંટ આબુ જવાનો ને તે ય છેક ગુરુશિખર અને વસિષ્ઠ આશ્રમ જેવાં કપરાં ધામો કે જ્યાં જતાં ભલભલાંના બાપના બાપ બોલાવે અને થાકીને ફેં બોલાવી દે, એવાં સ્થળોએ જવાની મક્કમ ઇચ્છા બતાવી, ત્યારે મારા મનમાં એક વિચાર આવ્યો કે 'આ શે ચડાશે ને કાશીએ સંઘ પહોંચશે!' (પણ, આ મૂરખને ખબર નહિ કે કાશ્મીર જેવા પ્રદેશના પહાડોની સોળ સોળ હજાર જેટલી ઊચી ઊંચી ટોચો ઉપર ઘૂમી વળનારા એક પહાડી 'સાધુ'ની તાકાતનું ગજ માપનારી હું એક વેંતિયણ કોણ?) બીજી પળે જ 'થવા દે. મલ્લિકજીની અંદર 'માલિક' બેઠો છે. એ એનુ ફોડી લેશે. એની કૃપાવડે જે થવાનુ હશે તે થશે!' મનને સમજાવી દીધું.

દિવસ નક્કી થયો.

તા. ૫મી નવેંબર(૧૯૫૫)ની વહેલી સવારે સંઘ ઊપડ્યો. નવેક જણ અમે હતાં. સંઘમાં નાનામાં નાની તેર વર્ષની અને એનાથી બે'ક વર્ષ મોટી જરાક, પણ બંને એક જ વર્ગનાં-સાતમા ધોરણનાં-એવી બે વિદ્યાર્થી કન્યાઓ હતી. બાકી અમે સૌ મોટાં. ચાચાજી અમારા સંઘનાયક. બીજા કુટુંબી શબ્દમાં કહીએ તો 'દાઢીવાળા દાદાજી.' સંઘ જોવા જેવો હતો. પેલી બે વિદ્યાર્થી કન્યાઓમાં તો એક જે નાની હતી, તે ગયે જ વર્ષે ભયંકર ટાઈફોડની પથારીમાંથી ઊઠેલી હતી! દવા તો ચાલુ જ હતી. છતાં તેને પણ લીધેલી. એ ભગવાનને ભરોંસે.

વહેલી પરોઢને વખતે નીકળેલાં અમે આબુરોડ

સ્ટેશને બપોરના એકાદ વાગ્યાના સુમારે ઊતર્યાં ને 'માઉંટ આબુ' તો લગભગ ચારેક વાગે મોટરથી પહોંચી ગયાં હોઈશું.

છોકરાં ભમરડાની આર વીંટે, એમ અમારી મોટર ચકરાવો લેતી ઉપર ચડતી હતી. કેટલાક લોકને ઊલટીઓ કરતા જોઈ, ચાચાજી સામે મેં જોઈ લીધું. એક સાઠ વર્ષનો વૃદ્ધ આદમી જુવાનને પણ શરમાવે એ જાતનાં જોબનથી બારી કને બેસી બહારની સુંદર, હૃદયંગમ કુદરતની લીલામાંથી કશાકની ખોજ કરી રહ્યો હોય એ રીતે એમને બેઠેલા જોઈ ઊલટી મને શરમ આવી ગઈ!

અગાઉથી નક્કી કરેલા, અમદાવાદના એક સજ્જન શેઠિયાના, બધી જ જાતની સોઈસગવડ અને ખુરશી, ટેબલ, ખાટલા, પાટલા, પાણી ગરમ કરવાના બંબાથી માંડી રસોડામાં જોઈતી એકએક ચીજ-સાણસી, ચીપીઓ, સગડીઓ, અનાજપાણી ભરવાના ડબા, અને વાસણ-કુસણ ઉપરાંત ઝાડુ વાળવામાં મદદ કરાવે, એવી બાઈ સુદ્ધાં તૈયાર. આવી ઘેર પણ ન મળે, એવી પૂરતી સગવડવાળા બંગલામાં અમારે ઊતરવાનું હતું. બસ સ્ટેંડે માણસ હાજર હતો. અગાઉથી તે પણ કાગળ લખી નાખેલો, એટલે તે પણ શોધવાનું ન રહ્યું. અમે મુકામે પહોંચી ગયાં.

નાહ્યાં ધોયાં. રસોઈ કરી જમીને સૂઈ ગયાં.

'બીજે બધે જવાતાં જવાશે પણ ગુરુશિખિર અને વસિષ્ઠ આશ્રમે તો પહેલાં જ જવું છે.' પૂ. ચાચાજીની આ ખાસ ઇચ્છા. કાર્યક્રમ એ જ પ્રમાણે ઘડાયો.

બીજે દિવસે તા. ૬ઠ્ઠીએ વહેલાં ઊઠ્યાં. માર્ગ માટે નાસ્તાનો ડબ્બો લીધો. ચા પી નીકળી પડ્યાં.

પહેલાં દેલવાડાનાં દહેરાં જોયાં. અસલના કારીગરોનો કસબ જોયો. એની શિલ્પકળા જાણે જીવતીજાગતી ઊભી ઊભી એની વાતો સંભળાવતી ન હોય! એમ દીસતી હતી. એની કનેથી પુરાણી કથા સાંભળતાં સાંભળતાં અમે દહેરાંના ગોખલે ગોખલા ભમી વળી ગુરુશિખરનો માર્ગ લીધો.

જેમ જેમ ઊંડાણમાં જતાં ગયાં, તેમ તેમ આગળના ઋષિમુનિઓના મુલકની ખબર પડવા લાગી! સામે ગગનચૂંબી એકબીજાથી ચડે એવા પહાડો એનાં ઊંચા ઊંચાં શિખરો, ઊંડી ઊંડી કોતરો ને ભેખડો જોઈ, આ વેંતિયા મગજે પાછું માપવા માંડયું–'ચાચાજી શે ચડશે?' ત્યાં તો ટોચની ઉપર ઊડતાં પક્ષીઓને તથા અમારામાંથી પેલી નાની કન્યાઓની હરણફાળ જોઈ મનમાં પાછો વિચાર આવ્યો: 'છટ! પ્રહ્લાદજીને એના પિતાએ જ્યારે ધ્રીકેલા લોહસ્તંભને ભેટવાની આજ્ઞા કરી, તે વખતે પ્રહ્લાદજીની નજર ધીકી ઊઠેલા લાલચોળ સ્તંભ ઉપર જતી કીડીઓની હાર ઉપર પડી પ્રહ્લાદજીને શ્રદ્ધા–ભક્તિ વધ્યાં ને તે સ્તંભને ભેટી પડ્યા! (જીવન માટે શ્રદ્ધા વધે. ભક્તિ વધે. ને અંદર બેઠેલા અદૃશ્ય ભગવાન સ્વરૂપ માટેનો પ્રેમ વધે. માટે આપણા ઋષિમુનિઓએ આ જાતનાં દષ્ટાંતો આપ્યાં હશે!) મારી નજર ફેરવાઈ ગઈ. કૂદકા મારતી કન્યાઓ નીલા આકાશમાં ગોળ ગોળ ઊડતાં પંખીઓને જોઈ 'એ તો ચડાશે.' એમ પાકું થવાયું.

રસ્તો કપરો થતો ગયો. માંડ પગ ટેકવીને ચાલવું પડતું. ઊભી ઊભી શિલાઓ આવે તો વળી ગોળ ગોળ નાના પથ્થરો આવે. એટલે પગને કાબૂમાં લઈને ચડવું પડતું. ઘડીક ચઢાણ, ઘડીક ઉતાર. શી કુદરત! આવા રસ્તાઓમાં પણ અમને કંઈ કંઈ સૂઝી આવતું ને અલક-મલકના તુક્કા ઊઠતા. એના ઉપર વિનોદ ઠઠ્ઠામશ્કરી કરતાં. ચાચાજી એમાં સાદ કરાવતા. અને એ તો વળી પાછા સામે ઊભેલા ખડકોમાંથી જુદી જુદી આકૃતિઓ કલ્પી લઈ એક પ્રેમવત્સલ ઋષિ પોતાના વત્સલને કંઈક શીખ-વતો હોય એવી અદાથી ચાલતાં ચાલતાં ઊભા રહી હાથમાંની લાંબી લાકડી વડે અમને આકૃતિ રેખાઓ સમજાવતા. એમાંથી કોઈ કથા ઉપજાવી કાઢતા. ખરેખર! આ વિજ્ઞાનના જમાનામાં જ્યાં બુદ્ધિ પોતાના બળથી એટમબૉંબ, અણુબૉંબ વગેરે વિનાશક શસ્ત્રો ઉપજાવી કાઢે છે, પણ ત્યાંય તેણે કુદરતની ભેખડમાં પડેલી ગૂઢતા આગળ નમતું જોખવું પડે છે! ચાચાજી આ ભેદ સમજાવતા હતા.

આમ વાતો કરતાં કરતાં અમે પહાડ–ટેકરા ઘૂમતાં હતાં એવામાં અમારામાંના એક 'આતમના રસિયા ભાઈએ હરિૐનો સમસ્ત વાતાવરણને આનંદધ્વનિથી ઘેરી લેતો નાદ ઉપાડ્યો. અને આ જાદુઈ સ્પર્શે સૌને ઝડપી લીધાં. એના પડઘા છેક ઉપર નીલઆકાશમાં મુક્તપણે વિહરતાં વિહંગોએ ઝીલ્યા. નીચેનાં ઊંડાં ઊંડાં કોતરોએ ઝીલ્યા. સાથે ચાલતાં પ્રવાસીઓએ પણ ઝીલ્યા. એમ એક જાદુઈ હવાના જોરે સૌની પાંખડીઓ ખીલી, ઊડી અને ખાડાટેકરાવાળો માર્ગ અમારે માટે સહેલો થઈ પડ્યો.

કેવળ બુદ્ધિના પ્રદેશમાંથી તોળાઇને આવતી મારા મનની ગડમથલો પણ ઘડીભર થંભી ગઈ અને હરિના નામની રસસામગ્રી મારાં અંગેઅંગમાં રેલાઈ ગઈ. મારાં અંગેઅંગમાં નૃત્યના ઝંકાર સંભળાવા લાગ્યા.

'બસ હુકમ છે. ગુરુશિખર પહેલાં જવાનો. બચ્ચાંઓ ચાલો.' ચાચાજી આગળ ચાલે ને પાછું વળી અમારા સામે પ્રેમભરી નજર નાખે. હાથમાં એમણે દંડ લીધેલો. માથે શાલ વીંટેલી. કેડે ઉપરણું બાંધેલું પાનીથી ચાર આંગળ ઊંચો એવો એમનો લેંઘો અને માથે ધોળા વાળ, ધોળી દાઢી. જાણે કોઈ ઓલિયો પુરુષ અથવા સાધુ પુરુષ ચાલ્યો જતો હોય એવા તે લાગતા હતા. ક્યાં 'સાઠે બુદ્ધિ નાઠી'વાળા મનનો કંગાળ પુરુષ! હું તો પાછળ પાછળ ચાલતી હતી અને ચાચાજી ચાલતા ચાલતા એમની કાશ્મીર વગેરે પ્રદેશની વાતો કરતા તે સાંભળતી જતી હતી.

માર્ગમાં વચ્ચે વચ્ચે ટેકો આપવો પડતો. તે કામ અમારા સંઘમાનાં એક બહેન, એક ભાઇ આપ્યે જતા હતા. બાકી તો, જુવાનજોધને ય શરમાવે એવી અદાથી એમના પગ ઊપડતા હતા. જે જોઇને અમને બોધપાઠ મળતો હતો. અને એમની જીવન માટેની શ્રદ્ધા, એને માટેનો ઉત્સાહ અને પળેપળની કિંમત આંકવાની શક્તિ જોવા મળતી હતી.

ચાલતાં ચાલતાં રામાયણની કથા યાદ આવી. રામસેતુ બંધાતો હતો તે વખતનો ખિસકોલીવાળો પ્રસંગ નજર સામે તરવર્યો. ચઢાણ ઉતાર વેળાએ સૌ પોતાની સેવા આપવાની તત્પરતા બતાવતાં, તે વખતે મારા મનમાં આ યાદ આવી ગઈ. અને ભગવાન જાણે એની પ્રબળતા એવી વધી પડી કે જેનાં આંદોલન જાગીને હવામાં ફેલાયાં. એની અસર અમારી નાનકડી સુધાને પહોંચી ગઈ. એણે રામાયણનું એક રૂપક તૈયાર કરી નાખ્યું ને એમ અમારે માટે એક મજા લૂંટવાનો પ્રસંગ ઊભો થઈ ગયો.

બંને ધામો જોયાં ને હેમખેમ અમે અમારો પ્રવાસ પૂરો કર્યો. 'દીઠો આજ આબુ ગિરિરાજ એવો...' બાળપણમાં ભણી ગયેલા કવિતામાંની આ લીટી દિલમાં ગુંજી ઊઠી. તે ગાતાં ગાતાં ગિરિરાજને નમસ્કાર કર્યા.

સાથે સાથે સારાયે જીવનમાંથી ન મળેલી સુગંધ અમારા આ નાનકડા પ્રવાસમાંથી પામ્યાં, જેની મહેક હજી યે તેવી ને તેવી સાબૂત છે.



[ ૬ ]

હું મુંબઈની એક કૉલેજમાં હતો. તે વખતે એક મિત્રે આવી ખબર આપ્યા કે, "તમે 'બોમ્બે કૉનીકલમાં વાંચ્યું ? કવિવરે રવીન્દ્રનાથ ઠાકુરને (૮,૦૦૦ પાઉંડ) નોબેલ પ્રાઈઝ મળ્યું."

"હેં ? જોવા દો." મને છાપામાં તે સમાચાર વાંચવાની અધીરાઇ આવી એટલું જ નહિ પણ મનમાં એ મહાપુરુષના છત્રતળે જઇ વસવાની તમન્ના જાગી.

મેં કવિવરને પત્ર લખ્યો. મારી સદ્દઇચ્છા વર્ણવી બતાવી.

થોડા દિવસો બાદ જવાબ આવ્યો : "તમારો અભ્યાસ પૂરો કરો. પહેલુ એ તમારું કર્તવ્ય છે."

હું ખૂબ નિરાશ થયો. મારા મનને આઘાત થયો પણ તરત જ દિલને વાળી લીધું. એમની 'ના'માં ચોક્કસ શુભ હેતુ હોવો જોઇએ.

એમ કરતાં મારો અભ્યાસ પૂરો થયો.

હું બી. એ.માં ઉત્તીર્ણ થયો. થોડો વખત કરાંચીમાં કામ પણ કર્યું.

ફરી પાછો પત્ર લખી પુછાવી જોયુ. તરત જ જવાબ આવ્યો : "હવે ખુશીથી આવો."

પૂજ્ય પિતાજીની પરવાનગી મેળવી. હું શાન્તિનિકેતન ઊપડચો. બોલપુર સ્ટેશને ઊતર્યો. પૂછતો પૂછતો આશ્રમ પહોંચ્યો. ગુરુદેવની મુલાકાત માગી જવાબ મળ્યો. 'બહારગામ' છે.

હું મૂંઝાયો પણ કેમ ચાલે ? મનમાં દાઝ લાગી. પછી હું (દીનબંધુ) એંડ્રુઝને મળ્યો. એમણે મને ગુરુદેવની મુલાકાત અપાવવાનુ કામ માથે લીધું.

હું રાજી થયો.

શાન્તિનિકેતનમાં રહી ગયો. થોડા દિવસો પછી ગુરુદેવ શાન્તિનિકેતન પાછા ફર્યા, મારે મુલાકાત થઇ.

અમીદૃષ્ટિને પામ્યો. કૃતાર્થના ભાર તળે ચંપાયો. "હું તમારો. તમે મારા." બસ હૈયેથી આ જ ઉદ્‌ગારો સરી પડચા.

હું ધન્ય થયો :

ગુરુદેવે મને સ્વીકારી લીધો.



[૭]

મેં જોયુ તો મારો પ્રીતમ બારીમાં મોં રાખીને બેસી રહ્યો હતો. એની નજર ઊંચે આકાશમાં હતી. એ કંઇક ભાળી રહ્યો હતો. મેં જઇ એને પ્રણામ કર્યા. એણે મારા સામું જોયુ પણ નહિ જેને માટે મેં મારા દિલમાં ઘણી ઘણી તૃષ્ણા છુપાવી હતી, જેને માટે મેં વર્ષોથી વાટ જોઇ હતી, જેને માટે હું અધીરો બન્યો હતો. એ મારો પ્રીતમ આજે એક મીટ સરખી માંડતો નથી.

મને રોપ આવ્યો. (એ રોપ, રોપ ન હતો, પણ પ્રેમનો રોપ હતો.) કવિઓ તો હમેશાં આવા જ હોય છે ! એ એનામાં જ મસ્ત રહી જાણે છે. એને સામાના દિલની પીડાની પરવા ઓછી જ હોય છે ! મારા દિલની વેદના વધી પડી. એક મિનિટ, બે મિનિટ, ત્રણ મિનિટ, ચાર મિનિટ, પાછળથી ઘોંકો વાગ્યો હવે એક મિનિટ બાકી છે. કહીને વખતની યાદ અપાવી. હું ચોંક્યો ! કૂળે પાંચ મિનિટ મળી છે, તેમાં ય ચાર મિનિટ તો બામ વહી ગઇ. એક મિનિટ રહી. એમાં તે શું બનવાનું હતું ? હું અધીરો થયો. મારી આંખમાંથી આંસુની ધારા

ગહેવા લાગી. મારો પ્રીતમ મારી સામે કેમ જોતો નથી !....

બસ. વખત પૂરો થયો. દર્શન વિના રહી જવાશે એની ધાસ્તીથી મારું હૈયું દબાઇ ગયું. એના ધબકારા વધી પડયા. ત્યાં તો મારા પ્રીતમના બોલ કાને પડયા: '*I have known you for ages. A seat has been vacant for you in my ashram. Come and occupy it.*' હું તને યુગોથી પિછાનું છું. મારા આશ્રમમાં તારે માટે જગા ખાલી પડી છે આવ અને તે જગા સંભાળી લે.

બોલ સાંભળીને હું ધન્ય થયો. મારા મોંમાંથી બસ એક જ ઉદ્‌ગાર નીકળી પડયા :

પ્રભુજી મૈં હું તેરા, તું હૈ મેરા.
સબ કુછ જબ મૈં અર્પું તોહે,
પાસું પારસ પ્રેમ તેરા.
રૂપ સાગર અતિ વિસ્તાર,
મેરી કિસ્તી નામ તેરા.
મૈં તો તેરે ચરણોં કી ધૂલ,
ચરણ તેરે આશ્રય મેરા.

★

[૮]

"ઘણાં વર્ષો ઉપરની વાત યાદ આવે છે. જ્યારે હું શાન્તિનિકેતન હતો. શાન્તિનિકેતનમાં શાળાની છુટ્ટી રવિવારને બદલે બુધવારે રહતી. છુટ્ટીને દિવસે સંપૂર્ણ છુટ્ટી. જેને જે કરવું હોય તે કરે. તે દિવસે તેમને સ્વતંત્રતા હોય. રમવું હોય તે રમે. ઊંઘવું હોય તે ઊંઘે. જેની જે ઇચ્છા, તે પ્રમાણે તે વર્તે.

હું એક ઝાડ તળે બેઠો હતો. શૂન્ય મને બેઠો હતો. ભગવાન જાણે, મારા મનમાં શેના વિચારો ચાલી રહ્યા હશે! લાગે છે કે કોઇ જ વિચાર હતા નહીં. એમ જ બેસી રહ્યો હતો પણ એટલું તો હતું કે હું કોઇ મસ્તીમાં હતો. એવામાં એક છ સાત વર્ષનો બાળક મારી પાસે આવ્યો. ઊભો રહ્યો મને એની ખબર ના પડી. બાળકે મારો ખભો હલાવ્યો. મને ઢંઢોળ્યો. (બંગાળીમાં 'દાદા' એટલે મોટાભાઇ અર્થ થાય છે.)

'મલ્લિક દાદા....મલ્લિક દાદા શું વિચાર કરો છો?' તે બાળકે મને પૂછ્યુ.

(શાન્તિનિકેતનમાં તે વખતે હું ગૃહપિતાનું કામ કરતો હતો.)

'કાંઇ નહીં.' મેં જવાબ આપ્યો.

બાળકે માન્યું નહીં. સત્યાગ્રહ આદરીને તે મારી સામે બેઠો. 'તમારે કહેવું જ પડશે. તમે શેના વિચાર કરો છો ?' મંડ્યો પૂછવા.

હું હાર્યો. સહસા અંદરથી ભગવાને જ પ્રશ્ન કરાવ્યો : (ભગવાન શબ્દ એટલા માટે છે કે સામે નાનાં બચ્ચાંઓ બેઠાં હતાં.)

'હું તને પૂછું ? કહે જોઈએ, ભગવાન કોના જેવો છે ?'

બાળક ચૂપ રહ્યો. વિચારમાં પડી ગયો. પણ એકદમ બોલ્યો : 'મારી બાના જેવો'

એટલામાં સામે રમતાં બાળકોમાંથી કેટલાંક બાળકો આવ્યાં. પાસે બેઠેલા બાળકને (ઘણું કરીને એનું નામ જિતેન્દ્ર હતું) બોલાવવા લાગ્યા : 'ચાલ, જિતેન્દ્ર, કેમ બેઠો છે ? ચાલ રમવા'

તે ગયો.

હજી એમ જ હું બેઠો હતો.

ત્યાં બીજાં ચાર પાંચ બાળકો દોડી આવ્યાં.

'મલ્લિક દાદા, મલ્લિક દાદા' કહેતાં મને ઘેરી વળીને પાસે બેઠાં. એમને પણ મેં એ જ પ્રશ્ન પૂછ્યો : 'ભગવાન ક્યાં છે ? કોના જેવો છે ?'

કોઇએ કહ્યું : 'મારી બા જેવો છે.' કોઇએ કહ્યું : 'બાપુજી જેવો છે.' કોઇએ કહ્યું : ભાઇ જેવો છે.' કોઇએ

કહ્યું : 'બહેન જેવો છે.' કોઇએ તો વળી કહ્યું : 'દાદીમા જેવો છે. કેમકે તે મને મારતી નથી. રડું છું ત્યારે ખોળામાં લઇ લે છે. આ તો મને મારે છે.'

એટલામાં ક્રિકેટના મેદાનનાં બાળકો દોડી આવ્યાં. અને રમવા માટે બોલાવવા લાગ્યાં. રમવા જતાં ન હતાં તેવાં બાળકોને ય પરાણે લઇ ગયાં.

હું બેઠો હતો તે ઝાડ છાતીમ-તલા. સાંજનો વખત હતો. સૂર્ય મારો સાક્ષી છે. ઝાડ પણ સાક્ષી છે. મારા હૃદયમાંથી પહેલવહેલું એક જ ગુંજન નીકળ્યુઃ 'પ્રભુજી મૈં હું તેરા દાસ.'

મેં કંઇ જ માગ્યુ નહીં. માગ્યો માત્ર એનો સહવાસ એ જ ભગવાન છે. એને જો બાંધી રાખીશુ, તો એની લીલા પામીશુ નહીં. આનંદની સીમાનાં દર્શન થશે નહીં. ભગવાનનો સહવાસ મહત્વનો છે.

'આપણી આજની પ્રાર્થના એક ઝાડ તળે છે એ ઝાડ જ આજે મારી પાસે વર્ષોજૂની ગાથા ગવરાવે છે કેમકે, તે પણ સાક્ષીરૂપે હોવાનો અનુભવ હું કરુ છું."

× × ×

"ચાર વાગ્યાનો સુમાર હતો હું જૂહુ, દરિયાકાંઠે આંટા મારતો હતો. મને લાગ્યુ કે કોઈએ મારા ખભા પર હાથ મૂક્યો છે. મેં પાછું વાળીને જોયું. કોઇ વિરાટ પુરુષ મારી પાછળ ઊભો છે. જોઇને હું તેમના ચરણુમાં

નમ્યો. પછી કોઇ અંદર બેસીને પુછી રહ્યું ના હોય એવી દિવ્ય વાણી કાને પડી : 'તારે ઘેર આવ્યો છું. મારું આતિથ્ય કેવી રીતે કરે છે ?'

શબ્દો સાંભળીને ખૂબ જ દુઃખ થયું. એવા વિરાટ પુરુષનું આતિથ્ય કેવી રીતે કરવું ? હું મૂંગો રહ્યો. તેઓ અંતર્ધાન થઇ ગયા ક્યાંથી આવ્યા, ક્યાં ગયા. ખબર જ નથી. આશીર્વાદ આપ્યા અને ગયા. એ આવ્યા હતા. હું આતિથ્ય કરી ના શક્યો. એટલું યાદ છે, ત્યારથી મેં દરિયા સામે અને તારાઓ સામે પ્રતિજ્ઞા કરી કે બાકીનું જે જીવન છે, તેમાં મારી વૃત્તિ એવી રાખીશ કે જે કોઇ મને મળે, પછી નાનો હોય કે મોટો હોય એનું દિલથી આતિથ્ય કરીશ. મારી પાસે એક જ અમૂલ્ય વસ્તુ છે કે પ્રભુએ મને જે શક્તિ આપી છે, તે મારે બધાને આપવી. ચિંતામાં સપડાઇ કોઇનુ અપમાન ન થઇ જાય. અને બધાંને પ્રેમ કરવો એ મનમાં હમેશ વિચારવું અને આચરવું. જગતમાં બધાં વસે છે તે એમનાં જ છે. જો હુ એમની સાથે પ્રેમથી વર્તીશ. એમનું આતિથ્ય કરીશ. તો તે વખતે જે વિરાટપુરુષ નિરાશ થઇ ચાલ્યો ગયો ગયો હતો તે, વખતે પ્રસન્ન થશે આ અનુભવની સ્મૃતિ એક મનમાં રહી છે તે ઘણી યે વાર સવારે ઊઠતાં જ ચેતનામાં ગુંજી જાય છે. પહેલાં તો સવારે ઊઠી જે ગીત સ્ફુરે તે ગાતો હતો પણ હવે એવું નથી થતું.

આજ પ્રભાતમેં કૌન આયા
આજ પ્રભાતમેં કૌન આયા...

રાત અબ હી ખતમ હુઇથી
કિસીને આ કર ખટખટાયા
પૂછા તબ મૈને અંદરસે,
કૌન મેરે ઘરકો આયા...આજ પ્રભાતમેં.

'મૈ હૂં' દિયા જવાબ પ્રભુને
તેરા મહેમાન હો કે આયા
ક્યા કરેંગે મેરી ખાતિર
યે કહકે ઉસને મુઝે શરમાયા...આજ પ્રભાતમેં.

*

પરાગ ભરેલા પુષ્પની જેમ લાગણીઓનું જતન કરતા ચાચાજી !

મહેમાનો આવ્યા હતા. એ હતા બંગાળના. મારું બાળપણ બંગાળમાં વીતેલું. બંગાળ એટલે કે શાન્તિનિકેતન. મારે મન અપૂર્વ સંભારણાં. મનના મંદિરની દીવાલો પર કોઈ કુશળ કળાકાર શિલ્પીએ કોતરકામ કર્યું ના હોય, એવાં સુંદર દશ્ય અકબંધ પડ્યાં છે. આનંદની પૂનમાં મહેમાનને સાચવી લેવાનું સૂઝતું હતું. પગે વીંટળાતાં બાળકો ભણી નજર જતી ન હતી અને જતી તો હું તેમની ઉપેક્ષા કરતી. ચાચાજી સામે જ હતા. એમની દીનવાણી કાને પડી: પહેલાં બચ્ચાંને સંભાળો. પછી મોટાંને. "

હું અંખવાઈ ગઈ. મારી સંસારી રીત પર ઘડીક ક્ષોભ થયો. ખરેખર ચાચાજીના દિલમાં બાળકો માટે કેટલું બધું વહાલ છે!

*

## સાધુ છતાં ય સંસારી જેવા ચાચાજી?

એક વાર ચાચાજી અમારી શિક્ષકપત્નીના એક કુટુંબમાં ગયા નિત્યની જેમ બેઠા. વહાલસોયા સ્વભાવ પ્રમાણે ખબર અંતર પૂછતાં પૂછતાં જરા ઊંડે પહોંચ્યા.

ઘરદાઝથી પીડાતી બહેને પૂછ્યું : "ચાચાજી મારે શું કરવું? નિત્યની વાત થઈ પડી. હવે સહન થતું નથી!"

દંપતીનો આંતરિક કલહ આજે છે કાલે નથી. એવી એની રીત ગણાય કુશળ કળાકારની રીત ચાચાજી જાણે. એ બોલ્યા : "જો બહેન, સૌની મર્યાદા હોય છે. એ મર્યાદામાં રહીને આપણે બોલવું ચાલવું. આશા અપેક્ષાનાં ધોરણ પણ એના પર રાખવાં. જીવન જીવવા માટે દાતાએ બક્ષેલુ છે, તો એનો આનંદ, એની શાન્તિ હણાય નહીં એ સદા લક્ષમાં રાખવું."

પાછળથી ભાઈને સંબોધીને બોલ્યા : ' જો ભાઈ, સામાની લાગણીઓ કેમ જળવાય એ માટે હમેશાં ચિંતા રાખવી મારે એક બહેન હતી, મારા પર ખૂબ પ્રેમ રાખતી હતી એણે મને એક ઝભ્ભો આપ્યો. મને પહેરવા કહ્યું વિલાયતી કાપડનો ઝભ્ભો. મારે પહેરવો કે કેમ? વિચાર

જેવો આવ્યો, તેવો જ એ ઝભ્ભામાં વણાયેલ બારીક સૂતરમાં બહેનનો સૂક્ષ્મ તાર વણાયેલો નજરે પડ્યો. એ તાર હતો પ્રેમનો. મેં પહેર્યો. એ જ દિવસે મારે સેવા ગાંવ બાપુ પાસે જવાનુ હતું. બાપુ પાસે ગયો બાપુની પહેલી જ નજર ઝભ્ભા પર પડી. તરત જ મને રોક્યો: "આ શું? ગુરુદયાલ? વિદેશીમાં આપણે શોભીએ ખરા?" વાતની મેં નમ્રતાપૂર્વક ચોખવટ કરી.

પણ બાપુ તે બાપુ. એમણે જવાબ આપ્યો: "ભલે કબૂલ. પણ હુ તો કદી ન પહેરુ! મારો તો નિયમ એટલે નિયમ!"

હું સાંભળી રહ્યો. મારે તો બહેનની લાગણીને પ્રેમ પૂર્વક સતોષવી હતી મારે મન એ ફરજ હતી એ પૂર્ણ થઈ એનો આનંદ અનુભવી એ ઝભ્ભો ત્યાર પછીથી એક અસહાય ગરીબને દાન કર્યો."



## [ ૯ ]

ચારેક દાયકા પહેલાંની વાત છે. ત્યારે ચાચાજી જુવાન ગુરુદયાલ હતા.

પિતા ખૂબ જ સ્નેહાળ, તેમ સ્વભાવે આકરા પણ એટલા જ ! ક્રોધે ભરાય ત્યારે દુર્વાસા ને ક્રોધ શમી જાય ત્યારે રડી યે પડે એવા ફૂલથી યે કોમલ !

ગુરુદયાલ પિતાના લાડકા દીકરા. ઘરમાં મરચાંનો ચાલ જરા વધારે. બધાને જ તીખું તમતમતું જોઈએ. પિતા પણ આખું ને આખું મરચું જ સ્વાદ માટે મોંમાં નાખે ! માત્ર ગુરુદયાલ જ એમાં અપવાદ ! શાકમાં જરા મરચું વધારે આવ્યું કે જોઈ લો મઝા ! મોઢું લાલચોળ થઇ જાય, આખમાં આંસુ આવી જાય, નાક પણ ગળવા માંડે ને વ્યાકુળ થઇ જાય. એટલે પિતાનો હુકમ હતો કે દાળ–શાકમાં મરી–મસાલા સાવ ઓછા નાખવા ગુરુ-દયાલ ખાઇ શકે એટલુ જ તીખું ભોજન કરવું

એક દિવસની વાત છે.

રસોડામાં બધાં જમવા બેઠાં હતાં. તે દિવસે ભૂલથી જરા વધારે મરચાં નંખાઇ ગયેલાં. ચાચાજીએ જેવો

ઢોળિયો મોંમાં નાખ્યો કે જીભ ચચરી ઊઠી ! આંખે લાલ-પીળાં દેખાવા લાગ્યાં, તા'ય બળવા લાગી. આંખમાં પાણી આવી ગયાં. જીવ અકળાવા લાગ્યો.

પિતાજીએ એ જોયું ને તરત પૂછ્યું : 'કેમ ગુરુદયાલ મરચાં વધારે છે શું ?'

ગુરુદયાલને લાગ્યું-બિચારી માની હવે ખેર નથી. કંઇ કંઇ કહી નાખશે. માતાજી પણ ગભરાયાં : હમણાં વરસી પડશે.

પણ ગુરુદયાલે તરત રૂમાલ કાઢી આંખનું પાણી લૂછતાં લૂછતાં સ્વસ્થ થતાં જવાબ આપ્યો : 'ના, ના, ખાસ એવું નથી. જરા પડી ગયું હશે પણ ચાલશે. એ તો સહેજ લાગ્યું, પણ વાંધો નહીં.'

અને પિતાજીને ગળે એ વાત સદ્‌ભાગ્યે ઊતરી ગઇ એટલે કશું બોલ્યા નહીં. વાદળ વરસ્યા વિના જ વીખરાઇ ગયાં.

જીભે થોડું ખમ્યુ એમાં શું ? મા, દીકરા ખાતર કેટલું સહન કરે છે ? એના હિસાબે તો એ કાંઇ જ નથી. આ હતા ગુરુદયાલના મનોભાવ.

આજે યે ચાચાજીમાં એવી, બલ્કે એથી વધારે ઉદારતાનાં દર્શન થાય છે.

*

'બાપુજી, સબ લોગ જેલસે છુટકર આ ગયે હૈં. સિર્ફ મેરા લાલ-પુત્ર નહીં આયા. કૃપા કર કે બતલાઇયે, કયા બાત હુઇ હૈ !'

એક ડોશી માથું કૂટતી, કલ્પાંત કરતી પંડિત જવાહરલાલ, પંડિત માલવિયાજી બેઠા હતા ત્યાં આવીને કહેવા લાગી. ૧૯૧૯ માં લાહોર મુકામની આ વાત છે.

'માતાજી, આપ શાન્ત હો ! મૈં અભિ પતા લગાતા હું કે બાત કયા હૈ !' પંડિત માલવિયાજીએ ડોશીને સાંત્વન આપતાં કહ્યુ. અને તે ડોશીની વાત પૂરેપૂરી સાંભળીને સમજી લીધી પછી પાસેના ખંડમાં હું કામ કરતો હતો ત્યાં મને હાક મારી : 'ગુરુદયાલ યહાં આવ !' અને હું સૌ મોવડીઓ બેઠા હતા ત્યાં ગયો.

'જાઓ, યહ માતા કહેતી હૈ ઉસકે બારેમેં સબ કુછ જાંચ કરો.' માલવિયાજીએ મને કહ્યું.

'જી' કહીને હું પાછો વળ્યો. ત્યાં માલવિયાજીએ ફરી બોલાવ્યો ને સૂચના આપી : 'ગુરુદયાલ, લાટસાહબ કે પાસ જાવ ઔર સબ હકીકત માલૂમ કરકે આવો !'

હિમાલયની એક નાનકડી ટેકરી જેવો હું, અને પર્વતરાજ જેવા મોટા લાટસાહેબ પાસે મારે જવાનું ! હું મૂંઝાયો. ત્યાં તો એ કળી જઇને માલવિયાજીએ કહ્યું : "મૈં કહતા હું કી તુમ લાટસાહબકે પાસ જાવ."

હું શ્રદ્ધા ને વિશ્વાસ સાથે જવા નીકળ્યો.

લાટસાહેબ બે માઈલ દૂર રહે, ત્યાં ટાંગો કરીને જ જઈ શકાય. ત્યાં એક ટાંગાવાલો મને જોઈને પૂછવા લાગ્યો : 'બાબુજી, ટાંગા ચાહીએ ?'

'જી હા. બોલિયે કયા દામ લોગે ? લાટસાહબ કે ઘર જાના હૈ.'

મારું કહેલું સાંભળી ટાંગાવાળો મને જોઈ જ રહ્યો ! લાટસાહેબના ભવનથી એકાદ માઈલ છેટે ટાંગો ઊભો રાખી ટાંગાવાલાએ ભાડું માગી ઊતરી જવા કહ્યું. અને ધમકી પણ આપી : 'મેરા કિરાયા દે દેજીએ. જ્યાદા બાત મત કરીએ !'

મેં રકઝક કર્યા વિના પૈસા આપી ચાલવા માંડયું. રસ્તામાં જ પોલીસે મને રોક્યો : 'અરે એ પાગલ, કહાં જાતે હો ?'

ટાંગાવાલાએ બાકી રાખેલું પોલીસે પૂરું કર્યું. પણ એમ મિજાજ ગુમાવ્યે પાલવે ? 'મૈં પંડિત માલવિયાજીકી ઓરસે લાટસાહબ કે પાસ જા રહા હું !' સ્વસ્થતા જાળવીને મેં જવાબ આપ્યો.

માલવિયાજીનું નામ સાંભળી એ કાંઈ ન બોલ્યો અને સંઘાત કરી આપ્યો. તેની સાથે લાટસાહેબના બંગલે પહોંચ્યો. ત્યાં મને એક બાંકડા પર બેસવાની સૂચના મળી અને હું બેઠો. વૃદ્ધ માનું આક્રંદ અને માલવિયાજીનો આદેશ આ બે વાતો મને ધીરજ, પ્રેરણા ને હિંમત આપતી હતી.

લાટસાહેબનો રહસ્યમંત્રી ક્રિકેટ કલબમાં હતો એવા સમાચાર મળ્યા. પણ મારે તો કામ કરીને જ પાછું ફરવાનું હતું એટલે રોકાયો. એક કલાક, બે કલાક, ત્રણ કલાક, ચાર કલાક ! ધીરજ ખૂટાડી દે એવી આકરી પ્રતીક્ષા ! આખરે એ ભાઇ આવ્યા ને મુલાકાત થઇ–હું રાજી થયો. મેં ડોશીના દીકરાની હકીકત ને માલવિયાજીનો આદેશ તેને કહ્યાં. પછી એ ભાઇ મને લાટસાહેબ પાસે લઇ ગયા. એ સંબંધે જેલ સુપરિન્ટેન્ડેન્ટને ફોન કરી ડોશીના દીકરા વિશે પૂછપરછ કરી ઘટતું કરવાની સૂચના આપી. અને એમણે આપેલો સંદેશો લઇને ઈશ્વરનો આભાર માનતો હું પાછો ફર્યો

માલવિયાજીને મળીને બધી વાત વિગતે કહીને લાટસાહેબનો સંદેશો આપ્યો. બધા ખુશ થયા. પછી પેલી ડોશીને બોલાવીને એના દીકરાના શુભ સમાચાર આપ્યા. ડોશીએ આશીર્વાદ આપ્યા ને અમે તે માથે ચડાવ્યા.

ફરજ કહો કે આદેશ કહો, એનું પ લન કરવાની આવી જ શુભનિષ્ઠા ને હિંમત આપણામાં આવે તો ?



# [૧૦]
## દર્દીની મુલાકાતે

સાંજનો સમય હતો.

બહારથી આવીને હમણાં જ ખાટ પર ચાચાજી ગ આડા પડ્યા હતા. આગલી રાતે તો શરીરે અસુખ થઈ આવેલું. જરાક પીડાએલા ય ખરા, પણ એ બધાંને આંટી દેવરાવતો એમનો સંશયશીલ સ્વભાવ. નવી નવી પરણીને આવેલી એક મુગ્ધ કુળવધૂ સાસરિયાના લાજ-મલાજા આગળ શરમાઈને, કપાળ ઢાંકીને જેમ બેસી રહે છે તેમ, શરીરે અનેકગણી પીડા હોવા છતાંય તેને દબાવીને બેસી રહેતા હોય છે અને મળવા આવેલાઓમાં પ્રીતમપ્યારાનાં દર્શન પામતા હોય છે, એમ સૌને મીઠે મોંએ આવકાર આપતા હોય છે.

કોઈકે સમાચાર આપ્યા: 'ચાચાજી, આપણી પછવાડે આપણો જૂનો ભૂતપૂર્વનો વિદ્યાર્થી આજે ખૂબ નરમ છે. દાક્તરોએ એનો કેસ ગંભીર ગણી કાઢ્યો છે. હાથ ધોઈ નાખ્યા છે, આશા મૂકી દીધી છે. ઘેર નાની છોકરી છે. આમ એનાં નાનાં સંતાન. નાની વહુ, છોકરો અધવચારે છે....'

ગરીબ ઘર. ગરીબ સંસાર. ગરીબ લોક. ચાચાજીનું માત્ર આગમન. ઘરમાં દેવ પધાર્યા જેવડો એમને આનંદ એ ધર્મપરાયણ લોકને થાય. રાજી રાજી થઈ જાય. ઘર પાવન થયાનું ગણે. નિરાશ, નિસ્તેજ એવા ઘરમાં પ્રાણનો સંચાર થાય. એની અસર દર્દીને સારી થાય છે.

સૂર્યનાં કિરણોના સ્પર્શમાં અનેક શતદળ કમળની પાંખડીઓ ખીલી ઊઠે એવું બળ હોય છે. ચાચાજી ઊઠ્યા. સાંજની પ્રાર્થનાને હજી પાએક કલાક વાર હતી. જોવા જવા ચાલ્યા. અમે ય એમની પૂઠે ચાલ્યાં.

આગળથી ખબર પડી જ ગયેલી. શોકછાયામાં ય કંઈક ઉલ્લાસ જણાયો. ટોળે વળીને પેટમાં પગ ઘાલીને બેઠેલા આદમીઓ છોકરાના ખાટલા પાસે દીનનજરે જોતા બેઠા'તા. બહાર લાજ કાઢીને બેઠેલી આધેડ સ્ત્રીઓના ટોળામાં ઊભેલી છોકરાની મા આંસુભરી નજરે અમને આવકાર આપવા સામી આવીને ચાચાજીને પ્રણામ કર્યો.

ચૂલામાં બળતણ કરીને રોટલાનો લોટ મસળતી નાનીબાળ જેવી વહુ છોકરાની, મનમાં ભાવિની મંગળ અમંગળ કલ્પનાઓમાં શૂન્ય થઈ ગયેલી હોય એમ અમને જોતાંય ન હોય એમ નીચી નજરે એનું કામ કરી રહી હતી. ખબર પડયાં એ વિચારમાળામાંથી ઝબકી ઊઠી અમને આવકારવા કેડમાં નાની બેબી લઈને અમારી પાસે આવી, ચાચાજીને પગે લાગી.

દર્દનો માર્યો, આંખ ઢાળીને બેઠેલો છોકરો પણ હોંશમાં આવીને તકિયેથી બેઠે બેઠે બેઠો થયો.

એની પાસે જ ચાચાજી બેઠા માંદા બાળકને એક મા પોતાના ખોળામાં લઇને પંપાળતી હોય, તેમ પંપાળવા લાગ્યા. કયાંય લગી પંપાળતા રહ્યા. આંખો બંધ કરી ગયા. અને જાણે અંદર બેઠેલાને આહ્વાન કરતા હોય એમ ઊંડે ઊંડે ઊતરી ગયા. પંપાળવાનું તો ચાલુ જ હતું (ચાચાજી કહે છે કે નિર્જીવ પદાર્થમાં ય તાદશ્યતા સારું પરિણામ લાવતી હોય છે.) વાતાવરણમાં દર્દીના દર્દની ગંભીરતા હોવા છતાં ય 'દેવ'ના આગમનની ઝાંખી થતી જણાતી હતી.

'જબ તક ઘટમેં પ્રાણ, બંદે કરલે બંદગી....'

બે બે વાર, ત્રણ ત્રણ વાર એની એ જ લીટી ઉપાડીને ગંભીર નાદે પ્રાર્થના કરવા લાગ્યા. પ્રીતમને જાણે આજીજી કરતા હોય, વિનંતી સંભળાવતા હોય એવા ગદ્ગદ સ્વરે, પ્રાર્થના પૂરી કરીને આંખો ખોલી. બે હાથ વડે આંખનાં આંસુ લૂછીને બોલ્યા : 'કેમ....ભાઇ કેમ છે ?' કહીને એને ગાલે, કપાળે, હાથ ફેરવીને ઊભા થઇ ગયા.

આશ્રમની પ્રાર્થનાનો વખત થતો હતો. ત્યાં તે ગયા. અમે ઘેર આવ્યાં.

પ્રત્યક્ષ પ્રીતમની પ્રાર્થનામાં જ જેને લક્ષ છે, એને આથી વધારે કયું ઉત્તમ ઓસડ મળે. દર્દીને માટે ? પ્રીતમમાં જેને પોતાનું સમર્પણ છે, તેવાને માટે આથી વધારે કઇ ભાષા હોય. દર્દીના દર્દને હળવું કરવાની ?

## [૧૧]

## વર્ષોજીની પિછાણ

કેટલાક વિદ્યાર્થીઓ.

કૉલેજિયનો જ હશે. લાગતા'તા એવા.

સાંજની વેળા થઈ રહી હતી.

'બહેન, આશ્રમની આ પ્રાર્થનાભૂમિ છે?' ટોળામાંથી કોઇકે સાદ કર્યો.

'હા ભાઈ.' 'મેં પાછું વાળી જવાબ આપ્યો.

'પ્રાર્થનામાં કોણ કોણ આવે છે?'

અંધારું થતું હતું. ઘેર કામ પતાવીને ચાચાજીના દરબારમાં બેસવા જવાની મનમાં હોંશ, એક મિનિટ સરખી
1 માર્ગમાં એળે જાય એમ ઇચ્છાતું હતું નહિ.

તો ય, ઊભી રહી.

'છાત્રકન્યાઓ, અધ્યાપન મંદિરની બહેનો તથા આશ્રમવાસીઓ પ્રાર્થનામાં આવે છે.' મેં જવાબ આપ્યો.

'એ સિવાય બીજું કોઇ ખરું?' અતિશય ચોકસાઇ દાખવતા એક ભાઈએ પૂછવાનું ચાલુ રાખ્યું.

'કોઇ કોઇ વાર મહેમાન આવી ચડે છે ને તે પ્રાર્થનામાં હાજર રહે છે.' જરા ઉતાવળ બતાવતાં મેં જવાબ આપ્યો.

'આજે કોઇ હશે ખરા?' કૉલેજિયને પ્રશ્ન પૂછ્યો.

'હા. એક છે. વર્ષોનાં વર્ષો જેણે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના ચરણોમાં ગાળ્યાં છે. કવિને પોતાના ગુરુદેવ ગણ્યા છે એવા સાધુપુરુષ ગુરુદયાલ મલ્લિકજી છે....' વાકય પૂરું થતું ય નથી ને સામેથી પ્રશ્ન આવે છે–તેઓ 'પ્રાર્થનામાં આવશે ખરા?'

'હાં હાં. જરૂર. પ્રાર્થનામાં તો જરૂર આવે છે....' હું બે ડગલાં આગળ ચાલું છું ત્યાં જ શ્વેત ફરફરતી મુલાયમ દાઢીનાં દર્શન થયાં. સામે જ તેઓ આવી રહ્યા હતા.

મેં બતાવ્યા. ત્યાં તો તે ટોળું દોડીને તેમને ઘેરી વળ્યું. ચાચાજી એક પછી એક સૌને છાતી સરસા ચાંપે છે અને પૂછે છે: 'કયાંથી આવો છો? કેમ છે.' વગેરે.

વિદ્યાર્થીઓ જાણે એમના નિકટ પરિચયના ના હોય, એમ તેમની સાથે વાતો કરે છે. સૌ ભેગા મળી પ્રાર્થનામાં જાય છે અને સુંદર મુગ્ધ ભાવે વાર્તાલાપ થાય છે. આવી છે એમની પ્રીત પુરાણી.

*

આવો જ બીજો એક પ્રસંગ છે.

બાપુનું નિવાસસ્થાન 'હૃદયકુંજ.' બાપુજીની ભિન્ન ભિન્ન જીવનસરણીનાં દર્શન આપતી ચિત્રાવલીને આમ તેમ જોઇને અંદર અંદર વાતો કરતી અંતરની ઊંડાણવાળી ભાવ યુક્ત કેટલીક પારસી બહેનો પગથિયાં ઊતરીને ચાલી આવે છે. તેમનો મને ભેટો થાય છે.

આશ્રમ સંબંધે વાતો પૂછે છે. જગતના મહાન પુરુષ ગાંધીજી એને વિષે કંઇ કંઇ પૂછે છે. મને સૂઝે છે અને જેટલી જાણ હોય છે તેના જવાબ આપીને હું ચાલુ છું.

'ઊભાં રહો બહેન આજકાલ ગાંધીજીનો નિર્વાણ દિવસ છે. એને લીધે પણ ખાસ ખાસ કોઇ માણસો આવતા હશે ને તમારા આશ્રમમાં? એમાંના કોઇ આવેલા છે ખરા?'

(પૂછનાર બહેનની ભાવના જણાઈ આવતી હતી પૂછવા પાછળનું એનું માંગલ્ય દીપી ઊઠતું હતું હું ઘડીભર તો વિચારમાં પડી ગઇ. હૈયે હતુ ને હોઠે આવી ગયુ. ચાચાજીની ઓળખ કરાવવાની સાહજિક પ્રેરણાને રોકી ના શકી. સામે જે હતી બહેનો તેમનામાં જિજ્ઞાસાની ભૂખ જણાતી હતી. તેમનામાં હતી જે સરળતા, તેણે મને આકર્ષી) ચાચાજીનું નામ તેમને મેં આપ્યુ.

'ઓહો.. ને ક્યા મળશે જોવાને?'

હું મારું બંગલાવવા લાગી.

'અમારે એ મહાપુરુષ કે જે કવિ ટાગોરની પાસે રહી આવેલ છે તેને અમે કેમ ના મળીએ ?' પારસી બોલીમાં એ બહેનોએ ઉત્કંઠા બતાવી.

મને ય તાન ચડ્યું.

'ચાલો. મારી સાથે આવો.' કહેતીકને સામે કન્યા છાત્રાલય ભણી વળતા ચાચાજી દેખાયા તે તરફ ઉતાવળે પગે ચાલી.

ચાચાજી જમવા જતા હતા.

મેં બૂમ મારી.

એમણે મારી બૂમ સાંભળી નહિ. સાથેના ભાઈએ સાંભળી. ચાચાજીને થોભાવ્યા.

ચાચાજી બહાર ઓસરીમાં આવીને નમ્રતાપૂર્વક ઊભા પેલી પારસીબહેનો દોડી ગઇ. ચાચાજી તો જાણે પોતાના પેટની દીકરીઓને વહાલ કરતા હોય અને સાસરેથી આવતી હોય એમ હેતભર્યાં નયનોને ઢાળીને માથે હાથ ફેરવતા ગયા ને ખબર અંતર પૂછતા ગયા. કદી યે નજર પડી નથી એવી દીકરીઓ કે જે માનવ સાગરના સીમાડેથી દોડી આવે છે તેની સાથેય જાણે કોઇ યુગજૂનું ઓળખાણ છે તેવા ભાવની આપ લે કરી શકે છે ? એવો એ સૂફી જગતનો સાધુપુરુષ એના હૈયામાં આવી કેટલી ય બેસુમાર દીકરીઓને સમાવી બેઠો હશે એ કોણ જાણી શકે છે.

## [૧૨]

## પ્રેમસગાઇના નામે

ફેબ્રુઆરીની તા. ૧૨. બાપુનો શ્રાદ્ધદિન.

સાબરમતી નદીનો સામો દૂધેશ્વર આરો. જ્યાં બાપુના અસ્થિને વિસર્જન કરવામાં આવ્યાં હતાં. પાણીના રેલાની જેમ વર્ષો ઉપર વર્ષો રેલાઇ જાય છે. તેર તેર વર્ષનાં વહાણાં વાયાં. બાપુની ચેહ હજી યે ઓલવાયાની ખાત્રી નથી થતી એ તો સામે-યમુનાકાંઠે રાજઘાટની સમાધિએ ધૂણી ધખાવીને બેઠેલા જ છે. ચાચાજી એમને પોકારે છે. નાનો એક માડીજાયો બાળ માની પાછળ વિલાપ કરતો હોય એવું ત્યારે એક દૃશ્ય નજર સામે ખડું થતું હોય છે. સૌ અવાક્ થઇને બેઠા છે. આંસુભીની આંખે એમની સામે જોઇ રહ્યા છે. બાળકનું હૈયાફાટ રુદન કોઇથી સહ્યું નથી જતું. પક્ષીઓ ઊડીને બીજે વૃક્ષે જઇ બેસે છે. સંધ્યાનો સૂર્ય પણ ઝાંખપ અનુભવે છે. અને દિલનો ભાર વહીને જલદી છૂટવા માગે છે. ચાચાજી

બોલે છે ગદગદ થઇને આંખ મીંચીને. 'બાપુ, અમારે એ સ્વીકારવું પડશે કે તમારી સાથે અમારે પ્રેમસગાઇ નથી, જો અમને તમારી સાથે પ્રેમસગાઇ હોત તો સત્ય અને અહિંસાના સિદ્ધાન્તોમાં અમને વિશ્વાસ હોત. પ્રેમ અને ઠકુરાઈ સાથે ના હોય. તમારો પ્રેમ વર્ષો સુધી અમને મળ્યો હતો. પરંતુ અમે પ્રેમસગાઇના નામે ઠગાઈ કરી છે. બાપુ, અમને ક્ષમા કરો. અમે તમારા પ્રેમપાત્ર બનીએ એવા આશીર્વાદ આપો....અમારી પ્રાર્થના સ્વીકારો ...' આમ વિનવણી કરતા ચાચાજી આગળ બોલતા સંભળાય છે: 'બાપુ તમારાં અસ્થિવિસર્જનની સાથે અમે તમારા અસ્તિત્વનું પણ વિર્સજન કર્યું છે. અમારા જીવનમાં સ્થિતપ્રજ્ઞ અને વૈષ્ણવના ભાવો ક્યાં દેખાય છે ? અમે અહિંસાના સિદ્ધાન્તોમાં તમને છેતર્યા છે. બાપુ, અમે 'નામ તમારું ને કામ અમારું' કર્યું છે. આ સાબરમતી નદી પણ પૂછે છે કે બાપુનું સત્ય શું બાપુની સાથે ચાલી ગયું ? તમારા સિદ્ધાન્તોના નામે અમે તમને જ ઉડાવી રહ્યા છીએ. બાપુ, અમને ક્ષમા કરો.' ઘડીક ચૂપ રહે છે. ઘડીક મૌન રાખે છે પાછા આગળ બોલે છે: 'આપ તો ઉદાર છો ને! ક્ષમા કરી દેશો. પણ અમે જો સાચી ક્ષમા માગતા હોઇએ તો, અમારા દોષને દૂર કરવા પ્રભુનું નામ લઇને પ્રયત્ન કરીએ સ્થિતપ્રજ્ઞ જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરીએ. એક દિવસ કહી શકીએ 'મોહન હુંઇ આપની સાથે સગાઇ.' તમે કહ્યું હતું લોકોએ તમને અહિંસાના સિદ્ધાન્ત માટે છેતર્યા હતા. તે તો ઠગાઇ થઇ.

આ પવિત્ર સ્થાને પ્રાર્થના જ શોભે. પ્રવચન ન શોભે. એકત્ર થયા છીએ બાપુના આત્માને વચન આપવા. 'થયું તે થયું. અમારી દુર્બળતા તો જાણો છો ને ? પણ પિતા ! પિતા ! તે દુર્બળતા દૂર કરવા માટે આપના આશીર્વાદ યાચીએ છીએ. આપના સિદ્ધાન્તોમાં માનીએ છીએ કે નથી માનતા. વચલો રસ્તો કોઇ નથી. આપના સિદ્ધાંતો વ્યક્તિજીવન અને સમાજજીવન સત્ય આધારિત છે કે નહિ મન મનાવવા માટે ડગલા માટે નામ તમારું કામ અમારું. નામ અને કામ વચ્ચેનું અંતર દૂર કરો. બાપુ અમને શૂરવીર બનાવો. સત્યના માર્ગ પર ચાલવાને માટે તમારી કૃપા ઊતરો. આપની ઉદારતા અને પ્રભુની કૃપામાં વિશ્વાસ રાખીએ. પ્રતિજ્ઞા કરીએ છીએ પ્રયત્ન કરીશું....'

ક્ષણેક નીરવતા જણાય છે. ચાચાજી આંખ ખોલતા નથી. અદ્ભુત શાન્તિ. અદ્ભુત મૌન છે. એક ચકલું ય ફરકતું નથી. મોટી માનવ સંખ્યા છે. પણ બધાંમાં ચેતનાનો સ્પર્શ જણાય છે. કોઈ કાંઇ બોલતું નથી. બધાં જ અંતર્ગામી થઇને બેઠાં છે.

ત્યાં અનંતનો પ્રવાસી બુલંદ અવાજે હૃદય સિંહાસનના ચરણોમાં માથું નમાવીને, કોઇ પહાડના શિખરેથી પ્રાર્થના કરતો સંભળાય એ જ લાક્ષણિક ઢંગે ચાચાજીને ગાતા સાંભળ્યા :

"આજ તેરે ઘર બાપુ આયા,
ઉસકા દિલકી ચાહ મિટાઓ...

આજે તેરે ઘર બાપુ આયા,
અપને પ્રેમ કી ભેટ વહ લાયા.

વહ તો તેરા જન્મ જનમકા,
ઉસકે દિલકી ચાહ મિટાઓ.
અબ તો ઉનશે સંઘ રે લે.

ઔર ચલાવો જીવન કી નાવ,
ધૂપ છાંવ ઔર બીજલી વરસા ને
યહ તેરા નામ ખુદા...આજ તેરે.



[૧૩]

મહાશિવરાત્રીનો દિવસ છે.

ભાવ-પ્રેમનો પ્રદેશ જ જેણે પોતાનો કરી જાણ્યો છે. સદા ય એમાં એનો વાસ છે. એવા ચાચાજી હાથમાં પાત્ર લઈને નીકળી પડે છે. ઘેર ઘેર ભિક્ષા માગવા 'ભિક્ષા આપો બા.' બારણે ઊભા રહે છે મંડે છે બોલાવવા. કોઈને દીકરી, કોઈને બા, કોઈને વહુરાણી એવાં એવાં જુદાં જુદાં મીઠાં ને પટામણાં સંબોધને સંબોધે છે. ફળાહાર લે છે.

ફળાહાર ભેગું કરે છે. એક કુટુંબમાં બેસીને ફળાહાર સૌની સાથે જમે છે. માનવીનું મન છે. ભાતભાતની કલ્પના, ભાતભાતની દૃષ્ટિ અને ભાતભાતની વિચારસરણી. એ પ્રમાણે એનાં મનોયુદ્ધ જામતાં હોય છે. જેવો કપ્તાન, તેવો એ યુદ્ધનો રંગ જામે છે

વિશ્રાન્તિનો થોડોક ગાળો છે.

મેં પોતે જ કંઈક પ્રશ્નો પૂછ્યા.

જેવા પ્રશ્નો સરળતાથી ઊઠે છે, તેવા જ તેના જવાબ મળે છે. મનોગત ભાવ, મનોગત મંથન સદાય ઊઠતાં

હોય છે એના અંશરૂપે કંઇક બહાર આવે છે. ચાચાજી એને સન્માને છે. જરાય ઉચાટ કે અભાવો બતાવ્યા વગર

પ્રશ્ન : 'ચાચાજી, ઘરમાં ઘણીવાર અકળામણ થાય છે. ગુસ્સે થઇ જવાય છે. એ ગમતું નથી. તો ય થઇ જાય છે.'

ગણપતિ (ગણનો પતિ) જેવું એમનું સ્થાન. ઝીણી આંખ કરીને દૂર દૂરનું ભાળી લેવું. લાંબુ નાક રાખીને ભલભલી ગંધ પારખી લેવી. મહત્ત્વની, માલ વિનાની ગમે તેવી નાનાં મોટાંની, સ્વજન પરજનની વાતો પેટમાં સંઘરવી, એવું એમનું મોટું પેટ. બેઠા છે સામેની ખાટે. વિચારે છે જવાબ સંબંધે "જે માણસ ખૂબ જ કામ કરે છે એટલું જ નહિ પણ એકે એક કામને એ મહત્તા આપે છે. પોતાને હાથે જ કરવાનો આગ્રહ રાખે છે. એવાં જે છે તેને ખૂબ ઘર્ષણ રહ્યાં કરે છે. ભીસ રહ્યાં કરે છે. એ શાન્તિ લેવા ઇચ્છે છે. શાન્તિ મળતી નથી. શરીર થાકે છે. મન થાકે છે. પરિણામે જેની પાસે અપેક્ષા રાખી શકાય તેવાંની પાસેથી મદદની સ્વાભાવિક ઇચ્છા એને રહે છે. એ ઇચ્છા સંતોષાતી નથી. તેનો અસંતોષ મનમાં ઉમેરાય છે. એટલે ગુસ્સો થાય છે. 'Sensitive' માણસોને આવું ઘણે ભાગે થતું હોય છે. એટલા માટે તો ગાંધીજી શું કરતા, આખા દિવસ દરમ્યાન પાંચ મિનિટ એવી જરૂર જ કાઢતા કે એ સમયે તદ્દન શાન્તિ. કામેકાજ બંધ. પ્રાર્થના એ જ લક્ષ. અઢાર અઢાર

કલાક કામ એમને રહેતું. પણ પ્રાર્થના માટે પાંચ મિનિટ જરૂર કાઢતા. એમાંથી એમને નવું બળ મળ્યાં કરતું. એમ કરીને તે પોતાની શાન્તિ અને આનંદ જાળવી શકતા. બાકી કામ તો થયાં જ કરવાનું."

"પણ મને હમણાં હમણાંથી ગુસ્સો પ્રમાણમાં વધી ગયો છે. તેનું નિવારણ બતાવો." મેં કહ્યું. (એ દિવસે મારા મનની અપ્રસન્નતા ઠીક ઠીક પ્રમાણમાં હતી. એનું કારણ અસ્પષ્ટ હતું. આંધીયેયો આકાશમાં એક પતંગ ઝોલાં ખાતો હોય, ગુલાંટ લેતો હોય, દોર હાથ ન રહેતો હોય, એવી મારા મનની સ્થિતિ હતી) પ્રશ્નો ઠીક ઠીક સૂઝતા હતા.

"ગુસ્સો તો સૌને હોય છે. વ્યક્ત થવાની રીતો નોખી હોય છે. મન અને પ્રકૃતિની આ રમતો છે. કોઇ વાર પ્રકૃતિથી ગુસ્સો ઉદ્ભવે છે. કોઇ વાર મનથી ઉદ્ભવે છે. જ્યારે બંને એક સાથે મંડે છે નૃત્ય કરવા ત્યારે એની વિષમતાનું પ્રમાણ વધી જાય છે. તે વખતે આપણે જોવું. જેમ કે એક બાળક તોફાને ચડે છે ત્યારે આપણે એને રોકવું પડે છે. કહેવું પડે છે હવે, ચૂપ બનીને એક ખૂણે બેસ. બાળક નથી માનતું, ત્યારે ઊઠીને આપણે તેને જોરથી ખૂણે બેસાડવું પડે છે. એ જ રીતે આપણે ત્યારે મનને કહેવાનું છે: 'બહુ નૃત્ય કર્યું. બસ. હવે મને કરવા દે.' ના માને તો પરાણે મનાવવાનું રહ્યું..."

કોઈક આવી ચડયું. અમારી વાત અધૂરી રહી. જીવન સમસ્ત બહુ રસથી ભરપૂર છે. વિજ્ઞાનથી ભરપૂર છે. ચાચાજી એમાં ઊંડા ઊતર્યા છે. જીવનના વિજ્ઞાનને પામ્યા છે. અનેકના સંસર્ગમાં આવ્યા છે. અનેકને પોતાના પેટમાં સમાવ્યાં છે. ઘણુંયના જીવનની કૂંચીઓ બેસાડવા પ્રયત્ન કરી ચૂકયાં છે. ઘણુંયના પિતા છે. માતા છે. બંને છે. ત્યારે યાદ આવે છે શાકુન્તલના કણ્વ પિતા સાથે એમને સરખાવવાનું. કદી નથી બતાવતા એ કંટાળો, કદી નથી બતાવતા એ અણગમો. પણ ત્યારે આપણે ભૂલવામાં ય પડી જઈએ છીએ. [એક પ્રસંગ નોંધું છું. એ નહાવા આવે. નાહીને એક ક્ષણ એમની ન બગડે એની મને સતત ચિંતા રહે. ચંપલ એમના ત્યારે પૉલીસ-બ્રશ કરીને બારણે તૈયાર રાખવાની મને તમન્ના રહે પણ બને શું, રસોડામાં તે જ વખતે મારે હાજરીની જરૂર ઊભી થાય. ચંપલ સાથે લઈ જાઉં. (વિચારતાં લાગે છે કે શું ભક્તિભાવ જ એવો હોય છે કે નાના બાળકની જેમ ઝાઝો વિવેક ખ્યાલ રહેતો નથી! ગમે એમ હોય, મારે માટે એવું બન્યુ.) ચાચાજીએ ટકોર કરી 'રસોડામાં લાડુ હોય. ખાસડાં હોય?' તે ટકોરને મેં વિનોદમાં ગણી કાઢી. બીજી વારની ટકોર આવી: 'ખાસડાં જ ખાવા આપવાં છે શું?' અબોધ હું, એટલેથી ય ન સમજી, ન ચેતી. ત્રીજી વાર તો ખરેખર બોલી ઊઠ્યા: 'નહિ, નહિ. ચંપલ રસોડામાં આવે, એ મને નથી ગમતું'' હું સમજી ગઈ અને અત્યાર લગી ટકોરને

ન સમજવાની પાછળ મારી ગમે તેવી સારી માન્યતા ભલે હતી, પણ તેમાં મારે 'વિવેક'ની જરૂર સમજવી જોઇતી હતી એમ સ્પષ્ટપણે ભાન થયું. મેં જવાબ આપ્યો : 'તમે નાહીને નીકળો છો. મુલાકાતીઓને ભેટવા ઝટ દોડી જતા હોવ છો. ચંપલ ધૂળ ભર્યાં રહી જાય છે. મને તે નથી ગમતું. તમારી બરદાસ્તમાં એટલી કમીના હું સહી નથી શકતી....' મારું હાર્દ તેઓ સમજી ગયા : 'નહીં નહીં. જરૂર ઊભો રહીશ. બે મિનિટનું જ કામ હોય છે. એમાં શું ?' વાત પતી ગઇ.]

પથારીમાં એ પડે ત્યાં લગી અમે એમની સાથે લાડ કરીએ. અમારી વાતો તે જરૂર પ્રેમથી સાંભળે. જવાબ આપે સલાહ આપે. એવું તો એમનું સરળ હૈયું. છતાં ય ગણુપતીની જેમ ન રહી શકે છે. એમની માન્યતા છે. દરેક વ્યક્તિને પોતાનાં આગવાં વ્યક્તિત્વ હોય છે. કોઇને કાંઇ પસંદ. કોઇને કાંઇ પસંદ. એક જ વાત કે વિચાર, એકને ગમે છે. બીજાને તે નથી ગમતો. કારણ એ છે કે એના સંસ્કાર પ્રમાણે તે જીવવા માગે છે. આપણે એટલું સમજીને ચાલીએ; તો કયાંય ઘર્ષણ ન થાય. સંવાદનો સૂર સાંભળવા મળે જીવનનો આનંદરસ અખંડિત રેલાયાં જ કરે. અમને આ જ શીખ તે આપતા હોય છે.



# [ ૧૪ ]

## બાળકો સાથે

બહાર જવાનું હતું. ચાચાજી એટલે આંટા મારતા'તા. કંઈક વાતો ચાલી રહી હતી. એમાં એ ટહુકા આપતા'તા. એમાં એક બાળ આવ્યો. આંખે બરાબર સૂઝે નહિ. બીજી રીતે પણ અશક્ત નબળો પોચો દેહ એનો. ચાચાજીને પ્રણામ કરવા માટે એ આવ્યો'તો. પહેલાં એણે પોતાના પગનાં પગરખાં કાઢ્યાં. પછી નીચા નમીને પગે લાગ્યો. આજુબાજુ અમને ય એણે નમસ્કાર કર્યા. પછી પાછો પગરખાં પહેરવા લાગ્યો. આંખે પૂરું સૂઝે નહિ. પગરખાંની જોડ આડીઅવળી થઈ ગઈ. તે ઠીક થઈ, ત્યારે દોરી બંધાય નહિ. વગેરે ઘણું ઘણું નડતર થવા લાગ્યું. બાજુમાં રમતાં બાળકોની નજરે આ દૃશ્ય ચડી ગયું. ગુજરાતી કહેવત પ્રમાણે "ઊંટનાં અઢારેય વાંકાં." એમ ભાઈ મૂળ પૂરું દેખે નહિ, ત્યાં આવું થાય એટલે બાળકોને મન તમાસારૂપ થઈ પડ્યું. એકબીજાને સળી-સંચાર કરીને છાનાંમાનાં હસવાં લાગ્યાં. ચાચાજીની ચકોર નજરે એમને હસતાં જોયાં. હોઠને આંગળીઓથી દબાવી સંજ્ઞા કરવા કરવા લાગ્યા: "હસો નહિ."

મસ્તીએ ચડેલાં બાળકો એમ સાનથી ઓછાં જ સમજે? પાછો ઇશારો કર્યો ને છેવટ બોલ્યા: "હસો નહિ. હસો નહિ." આટલું જ માત્ર શબ્દોથી ઉચ્ચાર્યા પણ એમાં દર્દ ઊંડું જણાતું હતું: "સરજનહારની કૃતિની ઉપેક્ષા, મશ્કરી, મજાક કરવાનો આપણને અધિકાર નથી. શોભતું નથી. બાળકો, આટલેથી સમજી જાઓ."

બાળકો સમજી ગયાં. શાણાં થઇને પોતાની પ્રવૃત્તિમાં પડી ગયાં.

પશ્ચિમની સંધ્યાના આકાશેથી આવતા લાલસુરખી રંગની છાંટે ચાચાજીના મોં પરના ભાવોની ભાષામાં પ્રાબલ્ય પ્રકટાવ્યુ: "કોઇની ઉપેક્ષા ન કરો. ભગવાને જે ઘડ્યાં તે ખરાં. આપણાથી તેને કેમ તરછોડાય? આપણાથી કેમ ઠઠ્ઠા થાય?"



## [૧૫]

'૫૯ નવેંબરના છેલ્લા દિવસોની વાત છે. ચાચાજી સર્વવ્યાપી. ઠામે ઠામથી આમંત્રણ આવે. એમાં એકે ય દિશા બાકી ન રહે. ભારતનો ખૂણેખૂણો એવો નહિ હોય જ્યાં ચાચાજી ગયા વિના રહ્યા હોય ! સૌથી શરૂમાં જણાવેલે દિવસે મહેસાણાથી એટલે ઉત્તર ગુજરાતમાંથી શ્રી અરવિંદ ભક્તગણમાંથી આમંત્રણ મળ્યું. 'ગાય પછવાડે વાછડી' અમે ય ગયાં સાથે. ત્યાં જે કંઈ વાર્તાલાપ થયો, તે આપણે જોઈએ.

વાર્તાલાપમાં આવતી ઊંડી ઊંડી અને એક સરળ ભાવે, ક્યાં ય અટક્યા વિના, સીધી વહી આવતી અલૌકિક વાણીને જ્યારે સૌની સામે ધરવામાં આવે છે ત્યારે એનો રણકારો કોઈ જુદો જ હોય છે. એ વાણીમાંથી ઝીલાતું પ્રેરણાબળ આપણાં જીવનને સ્પર્શો. એ જ માત્ર અભિલાષા આની પાછળ છે.

વ્યક્તિ નજર, વ્યક્તિ વિચાર, વ્યક્તિ રુચિ વગેરે ભિન્ન પ્રકારના હોઈ શકે છે. પણ આપણી પાસે આવતી પ્રાસાદિક વાણીમાંથી સુગંધ અને ચેતનનો ચમકારો આપણને જરૂર મળવા પામે છે. એ છે એક એ સરસ યોગ.

સૌ મૂગાં બેઠાં હતાં. મીંચેલી આંખો, દાઢીમાં સંતાડેલી ગૌરવર્ણ આંગળીઓ, ક્ષમાશીલ મા–ધરતી–ની જાણે અદબ રાખતા હોય, એ રીતે વિનસ બનીને એ જ આસને બેસીને, જ્યારે દિલની ઊંડી ઊંડી કોતરોમાં તે ઊતરી જઇને, ત્યાં બિરાજેલા આરાધ્યદેવતાને વિનવતા હોય, કે પછી એની પાસે યુગજૂની મસલત કરતા હોય. અગર પ્રીતિસંબંધની વાતચીત કરતા હોય. ગમે એમ પણ ઊંડા એવા સ્પષ્ટ અસ્પષ્ટ ભાવોની સરવાણી ગોરા એમના મુખારવિંદ પર તરવરતી જોવામાં આવે છે ત્યારે આપણે પણ મૂઢ બનીને હમણાં જ મોં ઊઘડશે ને વિશ્વનાં દર્શન કરાવશે એવી નજરથી જોતાં બેસી પડીએ છીએ

સાધક પૂછે છે : 'ચાચાજી, યોગના માર્ગમાં અહમ્–' ego–આડે આવે છે. તેનો માર્ગ બતાવો. એમાં કંઇક પ્રકાશ આપો."

ચાચાજી : "ભાઇ, પહેલાં અંદર પૂછો અહમ ક્યાંથી આવ્યો. જેણે આપણને બધું આપ્યું છે. શક્તિઓ આપી છે. વૃત્તિઓ આપી છે. સાથે સાથે અહમ–ego–ને પણ એણે જ આપ્યો છે. એને મારી શકીશું નહિ. કાઢી શકીશું નહિ. દૂર કરી શકીશું નહિ. એનો આપણે સ્વીકાર કર્યે જ છૂટકો છે. મોટા મોટા અનુભવીઓની વાત પણ એ જ છે.

એક ફકીરની વાત છે. ભગવાન માટેનો પ્રેમ એનો કોઇ અજબ હતો. એણે કહ્યું કે: અંદર સાત પડદા છે.

સાત મંઝિલ છે. એક, બે ત્રણ, ચાર, અને એમ કરતે કરતે પાંચ છ અને સાત મંઝિલ વટાવીને દ્વારે જઈ ખડો થયો દ્વાર ખખડાવ્યુ. જવાબ નહિ. ફરીથી જોસબંધ ખખડાવ્યુ. જવાબ આવ્યો. પ્રશ્ન પુછાયો : 'કોણ ?'

"હું" બસ. બારણું બંધ જવાબ બંધ.

પાગલની જેમ પટકાયો. રો રો કરતો ચારે કોર ઘૂમવા લાગ્યો ક્યાં ય ચેન પડે નહિ અધમૂઓ થઈને ભટકવા માંડ્યો. પાછો ગયો. જ્ઞાન લઈને ગયો બારણું પાછું ખખડાવ્યુ. જવાબ : "કોણ ?" મેં કહ્યું: "તું." બસ બારણું ખુલ્યુ. સ્વીકાર થઈ ગયો સમાવેશ થઈ ગયો મારા આનંદનો પાર રહ્યો નહિ.

સૌથી મોટો ભય જે સાધનામા છે તે અમુક જાતની પવિત્રતા જીવનમા સાધતા સાધતાં સૂક્ષ્મ રીતે કઈક છૂપાવીએ છીએ તે બરાબર નથી, એવી વૃત્તિ રાખવી યોગના નામને હરામ કરે છે સાચી માણસાઇ અને નીતિ સાથે પ્રીતિ બાધતાં શીખવુ એ સાધકને માટે ખૂબ જરૂરી છે, એ પણ યોગ છે.

કવિવર ગુરુદેવે ગીતાંજલિની કવિતામાં ગાયુ છે. મને મુક્તિ નહિ જોઇએ. આ જગત ભ્રમજાળમાં સપડાયુ છે. કેટલી યે ભ્રમણાઓ જીવનમાં પડલી છે. એ જ ભ્રમણાઓનો મુકાબલો કરીને એ ભ્રમણાઓ દૂર કરવી જોઇશે

એથી સાધકને શરૂઆતમાં–સાધનાના માર્ગમાં Rejection નહિ ચાલે Seperation નહિ ચાલે. ત્યાં ત્યા ગુમ થવુ એ જ યોગ.

માથી ઉત્તમ યોગિની મે બીજી જોઇ નથી. તેવું જ બચ્ચાઓના સંબંધમાં છે.

બચ્ચાઓમાંથી માબાપ તરફ, ઋષિઓ તરફ જો યોગ થાય તો આપણે ધન્ય થઇએ Yog is right relation ઉચિત સંબંધ છે. દરેક સંબંધમાં દરેક સંજોગોમાં હોવો જોઇએ.

આ ગુરુદેવ જાણે. મા જાણે. અમારા જેવા શું જાણે. પછી એ સંબંધ સાચવવા માટે અને એ સંબંધ સાચવતાં વિરાટ સાથે સંબંધ જોડવો. ફરી આપણે યાદ કરવું જોઇશે કે આપણે માણસાઇ કેળવવી જોઇશે. નીતિ સાથે પ્રીતિ બાંધવી જોઇશે. આ પણ છે અમુક પદ્ધતિ. તેને વળગી રહેવું. એ પદ્ધતિને વળગીને સબંધ બાંધવા તે જાળવવા એ પણ છે માણસાઇ એ પણ છે નીતિ.

૧૯૨૩ મા ગીતાંજલિ બહાર પડી. મારા હાથમાં તે પુસ્તક આવ્યુ હું વાંચવા લાગ્યો. બસ. એમ જ વાચતો હતો. એક કાવ્ય ઉપર નજર પડી. સમજાયુ નહિ. સમજવા ખૂબ પ્રયત્ન કર્યો પણ સમજાય નહિ. ગુરુદેવ શું કહેવા માગે છે એ જ સમજવું હતું. સમજાતું હતું નહિ. અંદરથી આદેશ આવ્યો: " પાંડિત્યની કોઇ જરૂર નથી. પાંડિત્યથી ભગવાન મળતો નથી. પાંડિત્યથી મુક્ત રહે. "

અહંમ્ ego-નો સ્વભાવ છે. આ જગાએ તે જગાએ તે જગાએથી આ જગાએ. એમ તે ફરવાનો છે. નીચી

આગળ જઈને બેસવાનો છે. એને આપણે એમ જ કહેવાનું છે. "અહમ્મીઆં ઊભા રહો. અહીં બેસો. પ્રીતમનાં દર્શન કરવાં છે ને. આપણે બે મળીને કરીશું. દરબારમાં બધી ખુરશીઓ સરખી છે."

"પ્રભુજી મૈં હું તેરા દાસ,
પ્રીતમજી મૈં હું તેરા દાસ.

તુમહી મેરી આશ,
હરિજી મૈં હું તેરા દાસ.

ફીર મૈં કયોં ઉદાસ,
પ્રભુજી મૈં હું તેરા દાસ."

*

"જીવન યોગ છે."

ચાચાજીને ઉપરના વિષય ઉપર બોલવાનું થયું.

ટાંકણી પડે તો ય સંભળાય. એવી નીરવ શાંતિ છે. સૌ પોતપોતાનાં મનમંદિરે ગોઠવાઈને બેસી ગયાં છે. અદ્ભુત એ વાતાવરણ જામી ગયું છે.

ઢાળેલી આંખો, ભવ્ય લલાટ ને ટેકાયેલા હાથને આધારે ઊભેલું જ્ઞાનથી ભરપૂર એવું એમનું મસ્તક અને માનવી જગને માટેનો ફિરસ્તો બનીને ઉતરેલો આ સાધુ-પુરુષ દેશભરમાં ભટકી ભટકીને ઘણા અનુભવોનાં પોટલાં

હૈયે ચાંપીને જીતતો ,આ સદાય વસતો પ્રેમી મસ્તફકીર કોઇક અનોખી ભાત પાડે એવી અદાથી બોલવાની શરૂઆત કરે છે.

"જીવન અને યોગને જુદા જુદા રાખવાથી કંઇ વળશે નહિ. જીવનનું એ વિશેષ અંગ છે. શ્રીકૃષ્ણ મંદિરમાં જઇને તેના ગુણ ગાઇએ છીએ. તેનો પાઠ કરીએ છીએ. પાછા આવીએ છીએ. ઑફિસે જઇએ છીએ. સમજવાનો પ્રયત્ન પણ ના કર્યો. રટણ કરીને સંતોષ માની લીધો.

સૌથી પહેલાં તો અંદરથી સંપૂર્ણપણે સ્વીકારવું જોઇએ જીવન જ યોગ છે. જીવન તો અનેક સંજોગોનો પૂંજ છે. એ સંબંધો સારી રીતે જાળવીશું તો 'સબમેં રામ એકાકી'નો અનુભવ થશે. જીવનનો યોગ થશે.

એવું જાણીએ કે અંદરથી છૂટા પડ્યા છીએ કોઇ વહાલાથી છૂટા પડ્યા છીએ. એને માટે ફરી યોગ થાય, એવું ઇચ્છીએ એનું નામ સાધના છે.

જીવન વિરાટ છે એ વિરાટની સાથે કોઇ તુચ્છ વ્યક્તિનો યોગ થવો જોઇએ. એથી પહેલાં એ વિરાટ માટે તર્પણ કરવું. રાતદિવસ એની યાદમાં બળવું.

શારીરિક રોગ માટે દાક્તર પાસે જઇએ છીએ ને? 'રોગ મટાડ.' એમ દાક્તરને કહીએ છીએ. એ રીતે વહાલાને કહીએ રોગ મટાડ. વહાલા પ્રભુને પહોંચવા માટે રોગ માગીએ.

પંડિત કહે છે યોગ એ સાધના છે. કહેવા દો.

જીવનની સાધનામાં બીજું કંઇક જડયું. એ સાધન જ સત્ય છે. એ ધન મેળવવા માટે બીજાં ધન છે. જીવન પ્રયોગશાળા છે. એમાંથી બીજાં દષ્ટિબિંદુ જડશે. સહનશક્તિ વધશે.

એક જ માર્ગ છે નીતિનો. માર્ગ છે પોતાના પરિવાર સાથેના સંબંધ. બીજાની સાથેના સંબંધ. વેપાર કરીને પ્રીતમ સાથે સંબંધ બાંધીએ છીએ. આ સંબંધ જાળવવો એ પણ જીવન છે.

જીવનને સ્વીકારવું જોઈશે. સુખદુઃખ સાથે, માન-અપમાન સાથે It is a whole. કોઇ વિચાર કોઇ વ્યક્તિ બાંધી નહિ શકે. એનામાં છૂતાછૂત. No touchabla. એ સાચો પ્રેમ નથી. લોકોની આંખો લાલ થઇ, જ્યારે મેરી ઇસુના સંબંધમાં લોકોએ તુચ્છકાર કર્યો: ' બહાર કાઢો.'

મેરી જાય છે. ચરણસ્પર્શ માટે.

ઇસુ જોઈ રહે છે. તે કહે છેઃ " આ પચાવવું પડશે. જેણે પાપ નથી કર્યું. એ પથ્થર મારી શકશે. કોણ એવો છે જેણે પાપ નથી કર્યું. "

કોઇ ના નીકળ્યુ ? કોણ નીકળે. પાપ તો દરેકમાં છે.

વિરાટની સંપૂર્ણતા. વિરાટના ગોળાકારમાં.

પુણ્યનું અભિમાન નથી. પાપનો ડર નથી લોકો જેને પાપી કહે છે. પણ માની દષ્ટિએ સ્વસ્થ દીકરો ને અપંગ દીકરો એક સમાન છે.

'Simple union is best.' સહજ સરળ રીતે યોગ મિલાપ એ જ ઉત્તમ. મિત્રો ભૂલશો ના. આ બધાની પાછળ અંદરનો દેવ બેઠેલો હોય છે. બેસતો હોય છે.

આધ્યાત્મિક જીવનમાં લોભ છે. જલદી સત્યની ઝાંખી કરાવો, એમ બોલાય છે. પણ મારી કૂટીને તમે ફૂલ નથી કરી શકતા....ફૂલ થશે એની મેળે એના ઢંગે. યોગીઓમાં એટલા માટે તો છંદ છે. કવિ એના સ્ટેજ પર ખીલે છે. ફૂલ એના સ્ટેજ પર ખીલે છે. સરખામણી ના કરવી. એનાથી દૂર રહેવું.

જીવનમાં જે જાતના સંબંધો વધે છે. પ્રભુએ તે સંબંધો બાંધ્યા છે. તે બધાને સરળ રીતે, સાચવવા જોઇએ. વિના કોઇ આડંબરે. એ જ છે યોગ. એ જ છે જીવન. પ્રકૃતિના સંબંધમાં છે કોઇ આડંબર? બધું કરે છે, પણ પોતાનું છુપાવે છે. યાદ ન કરીએ તો સંબંધ તૂટ્યો. પણ જે પોતાને પાછળ રાખે છે તે જ યોગ પામે છે.

આપ સૌની સાથે મનમાં હું પ્રાર્થના કરતો આવ્યો છું, એક જ પ્રાર્થના રોજ હું વારંવાર કરું છું.

પ્રીતમ તને કોઈ દિવસ ન મળું.

મળવાની જે આકાંક્ષા આતુરતા.

મળીને જે તને પામી ગયો.

છૂટો પડયો છું હું કોઈ વખતે. તું જ્યારે છુપાઈ ગયો છે ત્યારે, તારી હું કૃપા જ માગું છું કે એ જન્મો-જન્મ રહે. પછી તારું મોઢું બતાવતો રહે.

જલાઇ મુઝે કર. જલાઇ મુઝે કર.

એક સૂફી ફકીરની સીંધી કોફી યાદ આવે છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે. "તારે બારણે જે કોઈ આવે છે તેને તું ખાલી હાથે નથી જવા દેતો. હું પણ આવી છું, પ્રીતમના વિયોગનાં દર્દ, તું બધું જાણે છે મારું દર્દ અને દુઃખ. ઇચ્છા હોય તો થોડી દવા આપી દે, જેથી દર્દ સહન કરું. પણ દવા એટલી જ આપજે જેથી વિષયોની આગ સહ્ય બને. એટલી બધી નહિ જેથી તે બુઝાઇ જાય એટલે કે મિલન નથી માંગતી ફક્ત ઝાંખી માંગું છું. ફરી વિયોગ. ફરી જલન. ફરી સહન.) હું સદાય તારા વિયોગની આગમાં તડપું એ જ હું માંગું."

સબા જલો. બાજુ કર્યો કાલ, સબા જલ.
બાજુ કર્યો પર. દરગુઝે તું સમાવી,

*

અમદાવાદની શેઠ ભાલાભાઇ દામોદરદાસ કૉલેજમાં અધ્યયન કરતી એક વિદ્યાર્થિની ચાચાજીને પોતાની કૉલેજમાં લઇ જાય છે. ત્યાંના આચાર્ય અને અધ્યાપકગણના આગ્રહથી તેમણે પ્રવચન કર્યું છે. પ્રસંગ છે. શ્રી. કાલિદાસ સંસ્કૃતિદિનનો. તા. ૨૪–૧૧–'૫૯.

"જીવન તો તપોવન છે. એક લીટી યાદ આવે છે વ્યક્ત નથી થતી. સંસ્કૃતિની વ્યાખ્યા—"તારા બધા પંથ શુભ થાય." જે આવી પ્રાર્થના કરે તે cultured.

એકવાર ઠાકુર દ્વિજેન્દ્રનાથને પૃછવામાં આવ્યું: 'કવિ શિક્ષક થઇ શકે ?' હા ગધેડાને ઘોડો બનાવી શકે.' સેવાગ્રામ રૂપી તપોવનમાં વાઇસરોય જઇ આવ્યો. જેમને આધ્યાત્મિક જ્ઞાન છે. તેમની પાસે જીવનનું જ્ઞાન છે. આજકાલ રાજકારણમાં તેની ઉપેક્ષા–They have no vision જ્યારે vision નથી, ત્યારે વિરાટ શક્તિનો પરિચય નથી. જ્યારે રાજા ઋષિના ચરણોમાં ઝૂકતો, ત્યારે રાજધાની અને લોકો વચ્ચે પુલ બંધાતો. સંસ્કૃતિનો આજે ભૌતિક પદાર્થોનો પુલ એ સંસ્કૃતિનો વિકાસ. પણ આત્માનો વિકાસ-પ્રેમ મેળવવા યક્ષની જેમ વિરહવ્યથા અનુભવવી પડશે. પ્રણય એ ટેલિવિઝન છે. પ્રણય મેળવવા માટે તપ જરૂરી પોતે તપ કરે અને બીજાને દીવાની જેમ જલીને પ્રકાશ આપે. તે જ પ્રેમ કરી શકે. સંસ્કૃતિનુ ઝરણું લોકોના–ગ્રામજનોના –હૈયામાં છે. 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના તે સંસ્કૃતિ. જે આશાઓ પૂર્ણ થઇ નથી તે પૂર્ણ થાય. જે આદર્શો સફળ નથી થયા તે પ્રભુ સફળ કરે. ૨૪ નવેંબર શ્રી. અરવિંદનો દર્શન દિન. ઉજ્જવળ અતિથિ પોતે ઉજ્જવળ થાય ને બીજાને ઉજ્જવળ કરી શકે. કાળમાં રહેતાં રહેતાં જે અમર છે તેની ઝાંખી તમને થાય. તમે સર્જન કરો અને શ્રી કાળિદાસને–સંસ્કૃતિ–ને અને ભારતને સાંભળો."



## [ ૧૬ ]

તા. ૧૫મી ઑગસ્ટનું ઊગતું ઊજળું પ્રભાત.

'હૃદયકુંજ' પાસેનું પવિત્ર અને ચેતનવંતુ સ્થાન. ધ્વજ ફરકતો જોતાં માનવીનું મન હૈયાના હિલોળે હિંચાય એમાં નવાઇ શી? "ધ્વજ"નું સુકાન સોંપાયું, ઉંમરે ભલેને વૃદ્ધ હોય. શરીર ભલેને માંદલું થઇ ગયેલું હોય, ભલેને એમાં અનેક તરેહના રોગમિત્રો સંતાઈને બેઠા હોય, પણ મનથી સદાય ઉત્સાહી, પ્રાણવાન અને નિત્ય યુવાન એવા ગુલાબી રંગે રંગાયેલા ચાચાજીના હાથમાં. વિદ્યાર્થિની કિશોરીઓના હાથમાં હતી આ વ્યવસ્થા. ચાચાજીને ધ્વજ ફરકાવવા માટેનું (પ્રેમ) ફરમાન થયું. ધ્વજ ફરકયો. આછાં આછાં વાદળો ને વચમાં આવતી ફરફરથી આચ્છાદિત થયેલા આકાશમાં અનંતની સાથે વાતો કરતો દરજનો પાલવ ઊડવા લાગ્યો. નતમસ્તક, ઘેરો ગંભીર નાદ કાને પડયો.

સૌ મુગ્ધનયને, મુગ્ધકાને હતાં તલ્લીન. પૂ. ચાચાજીની વાણી-પ્રવચન સાંભળવા માટે હતાં સૌ આતુર.

'આજે દેશનો સ્વાતંત્ર્યદિન છે. સૌને આનંદ થવો જોઈએ. [ ગાંધીજીની વાત યાદ આવે છે. એમની પાસે

કોઈ પગે લાગવા જાય. એનો જન્મદિવસ હોય. અથવા કોઈ ખાસ દિન હોય ત્યારે ગાંધીજી એને કહેતા, 'ભાઈ, તમે આ દિવસે કોઈ સંકલ્પ કરો. પાછલા જીવનમાં કોઈ ભૂલ થઈ હોય. અજાણતાં ય કોઈ દોષ થયો હોય, તો તે ફરી વાર ન થાય એ જાતની પ્રતિજ્ઞા લો. આશીર્વાદ જરૂર મળશે ઈશ્વરના....']

*

"પૂર્ણતાનાં દર્શન સૌંદર્યદ્વારા જીવનમાં ઉતારીને ગુરુદેવ સાહિત્યસર્જન કરી શક્યા. તે વ્યક્તિ સુંદર છે જે પુણ્ય થાય છે પવિત્રતા દ્વારા. પવિત્રતા પારસમણિ છે જેનું જીવન એવી રીતે પુણ્યશાળી થયું છે, તેનામાં માણસાઈ બરોબર ખીલી ઊઠે છે.

પ્રયત્ન અમે કરીશું કે અમારી માણસાઈનું પુષ્પ સુવાસિત રહે. અમારી માણસાઈનો દીવો ઉજ્જ્વળ રહે."

*

કવિવર કહેતા મને મુક્તિ નથી જોઈતી. તેથી તેઓ કદાપિ સમાજથી પર કે અળગા નથી રહ્યા. સમાજને છોડવાથી મુક્તિ મળતી નથી પણ સમાજમાં ભળી જવાથી એકરૂપ થઈને જીવન જીવવાથી જ મુક્તિ મળે છે.

' આ જગતમાં રહીને કર્તવ્ય કરતાં તેનાં (ઈશ્વરનાં) દર્શન કરીને મુક્તિ મેળવીશ. '

વિદ્યાર્થીઓ, આજે તમે કેળવણી વિદ્યાપીઠમાં પામી રહ્યા છો, તે દ્વારા તમને કવિવરની દૃષ્ટિ મળી રહે તે જ મારી પ્રાર્થના છે.

બાપુજી ભારત માટે કયું સ્વપ્ન સેવી ગયા ? કો-ઓપરેટીવ કોમનવેલ્થ, દુઃખ અને સુખમાં સમાનઈચ્છા, સઘળાનું કલ્યાણ, સઘળાની ઉન્નતિ અને વિકાસ, મુક્ત આત્માથી બધાંની સાથે હળીમળીને રહેવું, કામ કરવું, બધાનું કલ્યાણ તે મારું કલ્યાણ, આ બાપુજીનું સ્વપ્ન હતું. આ કામ એક દિવસનું નથી. પરંતુ જીવવાની સાધના છે.

કવિવર ટાગોર વિશ્વકવિ કેમ બન્યા ? તેની પાછળ તેમની મોટી સાધના હતી.

કોઇ કહે છે કે તે કવિ છે માટે તેઓ કલ્પી શકે પરંતુ એ કલ્પના મુજબ તેઓ જીવી ગયા તેનો પુરાવો છે.

ગુરુદેવનું આધ્યાત્મિક જીવન ગાયત્રીના મંત્રથી શરૂ થયુ.

કવિવર કહેતા હું દરરોજ અનંત આકાશ તરફ જોઉં છું અને જ્યોતિનાં પુષ્પો નિહાળું છું. આ જ્યોતિ પુષ્પો કહે છે કે અમે વર્ષોથી પ્રકાશ આપતાં આવ્યાં છીએ. પ્રાર્થના, સાધના, કવિતા વગેરે જીવનનો દીવો પ્રગટાવવાનો પ્રયત્ન છે.

ગાયત્રી મંત્રનો અર્થ જીવનનો દીવો પ્રગટાવવાનો છે.

જીવન કેવી રીતે જીવવું ? તે શીખવા માટે જ ગુરુકુળો છે, વિદ્યાપીઠો છે.

બહારની સફાઈ અને અંદરની સફાઈ એ ગાંધીજીનો સિદ્ધાન્ત સાચો છે. લોકો માને કે બહારથી સુંદર અને સાફ અને અંદરથી ગંદું હોય તો પણ ચાલે. પણ મહાત્માઓ કહે છે કે બહાર અને અંદરની સફાઈ શિક્ષાની બે બાજુ છે. આ વસ્તુ આજની શિક્ષણ સંસ્થાઓ ઘણીયે વાર ભૂલી જાય છે.”



## [ ૧૭ ]

મહાસાગરને તળિયે મૂલ્યવાન મોતી પડયાં હોય છે. તેને કાઢનારા મરજીવા પણ સાટે એવા જ હોય છે. એમાં પણ કળા સમાયેલી છે. આજે આપણને એવો જ કળાકાર પુરુષ આવી મળ્યો છે જે વિશ્વવિખ્યાત કવિ સમ્રાટની વાતો કહેવા ગુજરાતને આંગણે આવી ઊભો છે.

ઓગસ્ટ મહિનો હોય છે. ગુરુદેવની પુણ્યતિથિ આવીને નજીક ઊભી હોય છે. તે જ વખતે કવિનાં ગુણગાન ગાવા તે સાધુ પુરુષ આવી ચડે છે ને સ્થળે સ્થળે હૈયુ ખોલીને કવિ ગીતો ગાઈ સંભળાવે છે.

ઊગતા લેખકો મળે છે. ત્યાંથી પ્રશ્ન પૂછાય છે: 'ગુરુદેવનુ સાહિત્ય સર્જન અને પ્રતિભા કેવી હતી ?'

પ્રશ્ન જેવો સાદો સીધો હોય. તેવો જ તેનો જવાબ હોય.

પણ ના. તેવું નથી. સાદી સીધી વાણીમાં ઊંડા ઊંડા અર્થ હોય છે. ચેતનાની ભોમનો જેણે પ્રકાશ ઝીલ્યો છે તે જ તે ગહનતાને પામી શકે છે. વળી, તેનાથી અનેકગણું સામર્થ્ય આચરણ માટે જોઈએ છે.

જીવનની એકતા, મિત્રતા, પરસ્પર બંધુભાવ, આ હોય છે મુખ્ય સૂર એનો. કાને સંભળાય તો છે, પણ જીવનમાં પકડવો અઘરો છે.

પ્રશ્ન : 'ગુરુદેવનું સાહિત્ય સર્જન.'

મોં પર પ્રેમભાવની સુરખી છવાઈ જાય છે. મેઘલી સંધ્યામાં જે રંગરેજ રંગ પૂરે છે એ જ રંગરેજના હાથે ગુરુદેવ માટેનો અનન્ય ભક્તિભાવનો રંગ પૂરાય છે. અને એમાંથી સંચાર થાય છે, અનંતના સાક્ષીરૂપે સરજનહારને જાણે નોંતરતા હોય, એમ નતભાવે જવાબ આપે છે :

'એ તો જેનાથી સર્જન થતું હોય, તે જ વ્યક્તિ સર્જનની વ્યાખ્યા કરી શકે છે. કવિની ગતિ કવિ જ જાણે ! હજી મારે માટે તો સમસ્યા ઊભી છે. ગુરુદેવના સર્જન ગીતની રીતો એવી હતી. પ્રથમ ગુનગુન્ પછી આખી ને આખી કવિતા ! આ સ્થળે ગુરુદેવ માનતા કે જીવન અને જગત તેમ જ જીવનના ઊંડાણમાં આનંદ પડચો છે. તે અનુભવીને પોતાની કૃતિમાં પોતાને આનંદ થાય તો જ અન્યને આનંદનો પ્રકાશ મળે છે.

વળી, સર્જન માટેનો ગાળો અવસ્થા હોય છે.

(અત્રે એમની વાતો મૂકાય છે. પણ વાચકે એક વસ્તુ ધ્યાનમાં લેવાની છે કે વ્યક્તિ માત્રને પોતાની ય કંઈક આગવી દૃષ્ટિ હોય છે. આગવો આંતરપ્રદેશ હોય છે. જ્યારે થએલી વાતો સારરૂપે જ્યારે બહાર અવતરે છે,

ત્યારે કંઈક સંભવ છે કે એનું કલેવર આગવું બનેલું દેખાય, અથવા તો શબ્દ શરીરનો વળાંક નોખો જણાય. પણ મૂળગત અર્થદેહ જરા પણ ખંડિત ન થાય, એની કાળજી ધરમૂળથી રાખવાનો પ્રયત્ન સચવાયો છે, છતાં ય દોષ દેખાય તો તેની ક્ષમા-પ્રાર્થના રહે છે.)

બીજો પ્રશ્ન આવે છે :

'Inspirationથી જ ગુરુદેવનું સર્જન થતું ?'

'હા. ગીતોમાં તો એ જ આધાર રહેતો. કોઈપણ મૌલિક કલા, પછી તે સાહિત્ય હોય, સંગીત હોય કે પછી ચિત્ર હોય. એમાં Inspirationની રાહ જોવી પડે છે. મારઠોકથી કશું જ વળતું નથી. ભગવાન જાણે આ એમની Inspirationની શક્તિ એમણે ક્યાંથી મેળવી. મને તો લાગે છે કે તેમની આત્મિક પ્રેરણાની પાછળ તેમના આધ્યાત્મિક અનુભવોના આધારમાં કોઈ વિરાટ સત્યનું દર્શન હતું.

પ્રશ્ન : 'Inspirationના નામની પાછળ રાહ જોવામાં પોતાના જીવનની બરબાદી થવી. પરિણામે એમાં આવતી નિર્માલ્યતા, પુરુષાર્થ માટેની એક ઉદાસીનતા અને નિર્બળતામાંથી જન્મતી નિષ્ક્રિયતા વગેરે અનિષ્ટ તત્ત્વો દાખલ થઈ જતા જોવામાં આવે તો તેને 'Inspirationની રાહ' કહેવી કે વિચારોનું વાંઝિયાપણું કહેવું ?'

(અનિષ્ટ માત્ર ખોટું છે. સદાય સૌમ્ય જણાતા ચહેરા ઉપર પણ થોડા ઘણા સખત ભાવો સાથે જવાબ આપે છે.)

'આ એક થોડી ઘણી સમજફેર થઇ છે. Inspiratron અંદરની છે કે બહારના જગતમાંથી જન્મેલી કોઇ કલ્પના છે. તેની ચાવી તે મેળવતા. તેનું તે મંથન કરતા.

Inspiration માટેની સાધના તે કરતા. એમનાં પુસ્તક છપાતા તે વખતે પ્રેસવાળા કંટાળી જતા એટલી હદે તેઓ પ્રૂફ તપાસે. એક વાર ઉમેરો કરે. બીજી વાર ઉમેરો કરે એટલેથી હદ ના આવે. ત્રીજી વાર, ચોથી વાર એમ નવું નવું ઉમેરવાનું નીકળ્યા જ કરે. આ એમની સાધના હતી અને ચાલુ જ રહેતી.'

અંતે એક પ્રશ્ન પૂછવામાં આવે છે:

'ક્રાન્તિ કરવી કોને કહેવાય ?'

જગતમાં એક ખીલતા ફૂલનું ઉદાહરણ આપે છે 'ફૂલ જ્યારે કળીરૂપે હોય છે, ત્યારે તે પ્રકાશ સામે નજ. રાખીને, પોતાની આસપાસનાં આવરણોને દૂર કરે છે અને પોતાની પાંખડીઓ અનંતના પ્રકાશમાં પ્રસારીને પોતાન ખુશબો ફેલાવે છે, તે ક્રિયાને ક્રાન્તિ ગણી શકાય.'

*

એક લાડીલો કવિ પૂછે છે: 'રવીન્દ્રનાથમાં એવું તે શું હતું કે તમારા જેવા એની પાછળ લટ્ટુ થયા ?'

(ખંડ આખો ય હાસ્યધ્વનિથી ગાજી ઊઠ્યો).

નવપરિણીત મુગ્ધ કન્યા ગાલે શરમના શેરડા જેમ શોભી ઊઠે છે એવા શેરડા જોવા મળે છે: 'કાળા કૃષ્ણમાં એવું તે શું હતું કે ગોપીઓ બધી ઘેલી થઇને પાછળ ભમતી.

(સૌ ખડખડાટ હસી પડે છે).

*

હવે જુદે જુદે સ્થળેથી સાંભળવા મળે છે તે વાતો સાંભળીએ. એક પ્રશ્ન આવે છે : 'ગુરુદેવ શું ઇચ્છતા હતા ?'

જવાબ આપે છે : 'એ તો ગુરુદેવ જાણે અને ગુરુદેવના પણ ગુરુદેવ જાણે. કવિ જ કવિને ઓળખે છે ને ! મને તો કદાચ એક લાખ જન્મ બીજા લાગશે ગુરુદેવને ઓળખવા માટે. પણ ગીતાંજલિમાં બે ચાર ગીતો પરથી ગુરુદેવના જીવનનો મર્મ સમજવાની ચાવી મળી જાય છે.

બીજું ઉપનિષદોના વિચારો અને બાઉલોની મસ્તી સ્વીકારવા ઉપરાંત તેઓ એ પણ કહેતા હતા કે : 'બુદ્ધ ભગવાન જે ઇચ્છતા હતા. તે હું પણ ઇચ્છું છું !''

*

૩૦-૩૫ વર્ષ પહેલાં એક બંગાળી પત્રિકાના સંપાદકે વિદ્વાનોને પાંચદશ પ્રશ્ન પૂછ્યા હતા. ગુરુદેવને પૂછેલા પ્રશ્નોમાંનો એ પ્રશ્ન હતો.

'who is your master ?' (આપના ગુરુ કોણ ?)

ગુરુદેવે જવાબ આપેલો : 'Budda' (બુદ્ધ). એટલે ગુરુદેવ એ ઇચ્છતા હતા જે બુદ્ધે કહ્યું હતું – મૈત્રીધર્મ ! વધુ ઊંચે ન પહોંચી શકીએ તો આપણે મૈત્રી તો કરી શકીએ છીએ ! એટલે ગુરુદેવ ઇચ્છતા જ રહેશે કે બુદ્ધનો મૈત્રીધર્મ આપણે જીવનમાં ઉતારીએ.

પ્રશ્ન બીજો.

*

'આ એક થોટી ઘણી સમજફેર થઈ છે. Inspiration અંદરની છે કે બહારના જગતમાંથી જન્મેલી કોઈ કલ્પના છે. તેની ચાવી તે મેળવતા. તેનું તે મંથન કરતા.

Inspiration માટેની સાધના તે કરતા. એમનાં પુસ્તક છપાતાં તે વખતે પ્રેસવાળા કંટાળી જતા એટલી હદે તેઓ પ્રૂફ તપાસે. એક વાર ઉમેરો કરે. બીજી વાર ઉમેરો કરે એટલેથી હદ ના આવે. ત્રીજી વાર, ચોથી વાર. એમ નવું નવું ઉમેરવાનું નીકળ્યા જ કરે. આ એમની સાધના હતી અને ચાલુ જ રહેતી.'

અંતે એક પ્રશ્ન પૂછવામાં આવે છે:

'ક્રાન્તિ કરવી કોને કહેવાય?'

જગતમાં એક ખીલતા ફૂલનું ઉદાહરણ આપે છે 'ફૂલ જ્યારે કળીરૂપે હોય છે, ત્યારે તે પ્રકાશ સામે નજર રાખીને, પોતાની આસપાસનાં આવરણોને દૂર કરે છે અને પોતાની પાંખડીઓ અનંતના પ્રકાશમાં પ્રસારીને પોતાની ખુશબો ફેલાવે છે, તે ક્રિયાને ક્રાન્તિ ગણી શકાય.'

*

એક લાડીલો કવિ પૂછે છે: 'રવીન્દ્રનાથમાં એવું તે શું હતું કે તમારા જેવા એની પાછળ લટ્ટુ થયા?'

(ખંડ આખો ય હાસ્યધ્વનિથી ગાજી ઊઠ્યો).

નવપરિણીત મુગ્ધ કન્યા ગાલે શરમના શેરડા જેમ શોભી ઊઠે છે એવા શેરડા જોવા મળે છે: 'કાળા કૃષ્ણમાં એવું તે શું હતુ કે ગોપીઓ બધી ઘેલી થઈને પાછળ ભમતી.

(સૌ ખડખડાટ હસી પડે છે).

*

હવે જુદે જુદે સ્થળેથી સાંભળવા મળે છે તે વાતો સાંભળીએ. એક પ્રશ્ન આવે છે : 'ગુરુદેવ શું ઇચ્છતા હતા ?'

જવાબ આપે છે : 'એ તો ગુરુદેવ જાણે અને ગુરુદેવના પણ ગુરુદેવ જાણે. કવિ જ કવિને ઓળખે છે ને ! મને તો કદાચ એક લાખ જન્મ બીજા લાગશે ગુરુદેવને ઓળખવા માટે. પણ ગીતાંજલિમાં બે ચાર ગીતો પરથી ગુરુદેવના જીવનનો મર્મ સમજવાની ચાવી મળી જાય છે.

બીજું ઉપનિષદોના વિચારો અને બાઉલોની મસ્તી સ્વીકારવા ઉપરાંત તેઓ એ પણ કહેતા હતા કે : 'બુદ્ધ ભગવાન જે ઇચ્છતા હતા. તે હું પણ ઇચ્છું છું !''

*

૩૦–૩૫ વર્ષ પહેલાં એક બંગાળી પત્રિકાના સંપાદકે વિદ્વાનોને પાંચદશ પ્રશ્ન પૂછ્યા હતા. ગુરુદેવને પૂછેલા પ્રશ્નોમાંનો એ પ્રશ્ન હતો.

'who is your master ?' (આપના ગુરુ કોણ ?)

ગુરુદેવે જવાબ આપેલો : 'Budda' (બુદ્ધ) એટલે ગુરુદેવ એ ઇચ્છતા હતા જે બુદ્ધે કહ્યુ હતું'– મૈત્રીધર્મ ! વધુ ઊંચે ન પહોંચી શકીએ તો આપણે મૈત્રી તો કરી શકીએ છીએ ! એટલે ગુરુદેવ ઇચ્છતા જ રહેશે કે બુદ્ધનો મૈત્રીધર્મ આપણે જીવનમાં ઉતારીએ.

પ્રશ્ન બીજો.

*

'who is your hero in life?' (જીવનમાં આપનો આદર્શ કોણ?).

'Ram Mohan Roy.' (રામમોહન રૉય)

ગુરુદેવે આધ્યાત્મિક જીવનમાં પોતાના પિતાને તેમ રાષ્ટ્રિય-સામાજિક-જીવનમાં રાજા રામમોહનરાયને પોતાના આદર્શ સ્વીકાર્યા હતા. રામમોહનરોય! મહાન સુધારક, આધુનિક ભારતના એક સર્જક અને ભારતને વિદેશો સાથે જોડનાર એક સાંસ્કૃતિક એલચી! તો આપ સૌ પણ રાજા રામમોહનરાયનો આદર્શ આપની સામે રાખજો. યુવાનોને જોઈને મારી એક જ આશા, ઇચ્છા, પ્રાર્થના રહે છે કે: 'જે અમે ન કરી શકયા તે આપ કરજો.'

'બીજું શું ઇચ્છતા હતા ગુરુદેવ?'

'કલા અને સંગીતને ગુરુદેવ જીવનની સાધનામાં બહુ ભારે મહત્ત્વ આપતા હતા. એટલા માટે તો ૧૯૦૧માં શાન્તિનિકેતન ખોલતી વખતે જ લોકોના પરિહાસ છતાં તેમણે સંગીત, કલાનું શિક્ષણ શરૂ કર્યું હતું.'

કલા સંગીતને એક વિશેષ કારણે મહત્ત્વ આપતા હતા. કલા અને સંગીતમાં કંઈક રહસ્ય છે કે જેથી એકતા જલદી ઉત્પન્ન થઈ જાય છે. ઉત્તમ ચિત્રના દર્શનથી કે સંગીતના શ્રવણથી માણુસ પોતાનું 'હું'પણું ભૂલી જાય છે. જ્યાં આપણે પોતાનું અલગ અસ્તિત્વ ભૂલી જઈ, બીજા સાથે એ અનુભવ કરીએ છીએ ત્યાં ઈશ્વરના રાજ્યમાં પહોંચી જઈએ છીએ. સિતાર વગાડનારો ઉસ્તાદ સિતાર વગાડતી વખતે પોતાને ભૂલી જાય, ગાયક કે નૃત્યકાર

પણ ગાતી–નૃત્ય કરતી વખતે પોતાને ભૂલી જાય તો તે સંગીત સાર્થક થયું ! આવી તલ્લીનતા એ જ સંગીતનો પ્રાણ છે. ગાયક જોતો રહે કે પેલી બાજુથી કોણ તાળી વગાડે છે, એ ખરેખર સાચું સંગીત નથી

એટલે કલા સર્જન સમયે પોતાની જાતને ભૂલી જવાય તે મહત્ત્વનું છે જ્યારે પોતાને ભૂલ્યા ત્યારે જ પોતાને ઓળખ્યો ! આ તો ઊંધી રીત છે ને ! આવી ઊંધી રીત આપ અને હું સૌ આપણા જીવનમાં ઉતારીશું તો ગુરુદેવ અને ગાંધીજીના આશીર્વાદ આપણને મળશે

આમ સંગીત અને કલા ગુરુદેવની એકતારૂપી જીવનસાધનામાં કેટલા ઉપયોગી હતા તે જોઈ શકાય છે

પછી ગુરુદેવને પૂછવામાં આવેલું

'Which dress is the best ?' (કયો પોષાક સારો ?'

તેમણે જવાબ આપેલો

'That dress is the best which makes you less self-conscious (એ કે જે વધુ આત્મસંયમ બનાવે )

અને છેલ્લે તેમને પૂછાયેલું

'What is your greatest virtue ? (તમારો સૌથી મોટો ગુણ કયો ?)

'Inconsistency' પોતાની જાત યા જગત સાથે વિસંવાદ જવાબ અપાયેલો.

'And what is your greatest weakness?'

(તમારી સૌથી મોટી નિર્બળતા કઈ?)

'The same.' (એ જ).

જીવનનો સાધક કોઈ પણ વસ્તુને વળગી નથી રહેતો. કોઈ પણ વાતને વળગી નથી રહેતો. એ પકડી રાખે છે ઈશ્વરને. એ તૈયારી રાખે છે પોતાનો દૃષ્ટિકોણ સુધારવાની. ગુરુદેવના જીવનમાં સંવાદીપણાનો સુમેળનો ગુણ હતો તે અર્થમાં કે તેઓ પોતાના સ્પષ્ટ દર્શનને વળગી રહેતા પણ એથી આગળનું દર્શન તેમને થતું કે એ મૂકીને તેઓ આગળ વધતા બીજાનું સ્વીકારવા, બીજા સાથે એક થવા તેઓ તત્પર રહેતા.

ગુરુદેવને અનુભૂતિ કેમ થએલી તેના પ્રશ્ન પર શ્રી રાજેન્દ્રકુમારે 'જ્ઞાનોદય'ના ઑગસ્ટના અંકમાં આપેલો લેખ) જીવનમા અનુભૂતિ તો એક કે એ જ હોઇ શકે. ગુરુદેવ જેવી મહાન વ્યક્તિ ચે પણ કુલ ત્રણ અનુભૂતિ અનુભવી. અને એનું દર્શન એમનાં બધાં સાહિત્યમાં ને અન્ય કલાઓમાં જોઇ શકાય છે.'

પ્રશ્ન : એ કઇ અનુભૂતિઓ હતી ? અને કઇ કઇ અવસ્થામાં પ્રગટી હતી ?'

ઉત્તર : 'પહેલી અનુભૂતિ એમણે લગભગ બારતેર વર્ષની વયે અનુભવી. ગુરુદેવને કવિતા તથા સંગીતનો વિશેષ શોખ હતો. છેક શૈશવથી જ કવિતાની રચના કરવા લાગ્યા હતા. સંધ્યાકાળે, એકાંતમાં બેસીને પોતાના અંતરમાં ખોવાઇ જવાની, ડૂબી જવાની કવિને આદત હતી. શાંત તથા ગંભીર વાતાવરણની મોહિની એમના પર વ્યાપી જતી હતી. કલાકોના કલાક સુધી એ આ સ્થિતિમાં બેસી રહેતા. આવી જ એક સંધ્યાએ કવિ ચૂપચાપ બેસીને કશુંક વિચારી રહ્યા હતા. ને ત્યાં જ અવાજ આવ્યો 'રવિ આમાય ગાન સુનાબો ?' (રવિ મને ગીત સંભળાવશો ?')

રવિએ ચારે બાજુ જોયુ તો કોઈ નહોતું. એ નવાઇ પામ્યા. વિચારસમુદ્રમાં એ ડૂબી ગયા. થોડીવાર રહીને પાછો અવાજ આવ્યો–'અરે, રવિ ! આમાકે ગાન કોખન સુનાબો ! સબઇ કે તુમિ ગાન સુનાચ્છો !'

રવિ ફરીને ચોકી ગયો અને ચારે કોર જોયુ. કોઇ ત્યાં હતું નહિ. ત્યારે જ એમને ભાન થયુ કે એ એમનો જ પુકાર હતો. પોતાના જ આત્માનો અવાજ હતો. એ મહાન ચિંતનમાં ખોવાઇ ગયા. નિશ્ચય કર્યો. પ્રેરણા વિના કયારે ય ગીત નહિ લખે.

*

બીજી પ્રેરણાનો અનુભવ ૧૬ વર્ષની વયે થયો.

સવારસાંજ એકલા રખડવાની આદત હતી. સવારે સૂર્યોદય જોવા નીકળ્યા. નદીના પાણીમાં ઊગતા સૂર્યનું પ્રતિબિંબ પડતું હતું. એ આ દૃશ્ય એકીટશે જોતા હતા. અંતરમાં પ્રેરણા જાગી. સર્વ જીવો એક સરખા છે.

એ ઘેર પાછા ફર્યા. ઘણુંખરું એમના ઘરમાં સગાં-સંબંધી એકઠાં થતાં હતાં જ. રવિબાબુ એમનો તિરસ્કાર કરતા હતા. કારણ કે એમ માનતા હતા કે આ સગાં-વહાલાંઓ ખાવાપીવાની તથા પૈસાની લાલચથી અહીં એકઠાં થાય છે. પણ આ દિવસની વાત જ જુદી હતી એક મહાન પરિવર્તન થયુ હતું. જે કોઇ મળતું તેને ભૂખ આવેશથી ભેટતા. નોકરચાકરને ય ભેટતા. અ આ આલિંગનના અધિકાર માત્ર નોકર ચાકર જ નહોત રસ્તાના રાહદારીઓ પણ એના અધિકારી બની ગયા હતા એટલાથી સંતોષ ન થયો, તે વૃક્ષના થડને, ક્યારીઓને ભેટવા લાગ્યા. આ સ્થિતિ લાગલગાટ ત્રણ દિવસ સુધી ચાલુ રહી.

*

ત્રીજી ચેતનાનો અનુભવ ૧૯ વર્ષે થયો. એ સંધ્યાકાળે ધ્યાનમગ્ન રવિ બારીમાંથી અસીમ સમુદ્રને જોઇ રહ્યા હતા. અચાનક કોઇએ પૂછ્યું : 'રવિ, તમારી કલાનું ધ્યેય શું ?'

રવિ નિરુત્તર !

અવાજ આવ્યો આદેશ થયો. 'સીમિતને નિઃસીમ કરો!' સંક્ષેપમાં રવિબાબુએ મેળવ્યું-પ્રકૃતિ, મનુષ્ય ને ઈશ્વર એક છે. ત્રણે એકબીજાના અભાવમાં અપૂર્ણ છે.'

*

શાન્તિનિકેતનના આરંભકાળની વાત છે.

ચાચા મલ્લિકજી આ સંસ્થામાં નવા નવા આવ્યા હતા, ત્યારે ૫-૭ અધ્યાપક જ ત્યાં રહેતા હતા. રવિબાબુ રોજની ટેવ પ્રમાણે સાંજની ચા બધા અધ્યાપકોને પોતાને હાથે જ પીવડાવતા હતા.

એક સંધ્યાકાળે રવિબાબુને ઘેરીને સહુ અધ્યાપકો બેઠા હતા. રવિબાબુ પ્યાલામાં ચા રેડતા હતા. ત્યાં જ એમનો હાથ થંભી ગયો. સૌએ જોયુ તો એ ધીમે ધીમે ગણુગણી રહ્યા હતા. આંખો બંધ થઈ ગઈ. ગણગણાટનો વેગ વધ્યો. એક પછી એક બધા અધ્યાપકો ચા પીધા વિના જ ઊઠી ગયા. કોઈએ ચાચા મલ્લિકનુ પહેરણ ખેંચી ચાલ્યા જવાની ઇશારત કરી. પણ તેમને તો ગુરુદેવ શું કરે છે તે જાણવાની જિજ્ઞાસા હતી!

ઊઠી, દિવાલની ઓથે છૂપાઈ એ જોવા લાગ્યા.

રવિબાબુના હાથમાં એક નાની પેન્સિલ હતી. એ ડાયરીમાં લખી રહ્યા હતા. સાથે ગણગણી રહ્યા હતા. થોડી વાર રહીને જોયુ તો એક સુંદર, સંપૂર્ણ ગીત કાગળ પર ઊતર્યું હતું. કવિ કલ્પના લોકમાંથી પાછા ફર્યા હતા.

*

આવો જ એક પ્રસંગ એક અંગ્રેજ યુવક માટેનો છે. એ ઑક્સફર્ડનો વિદ્યાર્થી હતો.

એક રાતે એને અવાજ સંભળાયો 'Go to India.' (જા, ભારત જા).

સવારે ઊઠીને એણે પોતાનો નકામો સામાન વેચી નાખ્યો. જહાજ પર ટિકિટ લઈને એ મુંબઈ આવી પહોંચ્યો. કસ્ટમવાળા સામાન જોતા હતા ત્યાં અવાજ સંભળાયો–'Go to Poona.' (પૂના જાઓ).

ગાડીમાં બેસીને તે પૂને જઈ પહોંચ્યો. ત્યાં એક પાદરી એને શોધતો આવી પહોંચ્યો. ખૂબ આવેશથી ભેટતાં એ બોલ્યો: 'Oh brother, you have come? I Have been told that you are coming. Come with me (ઓ ભાઈ, તું આવી પહોંચ્યો? મને પહેલાં જ કહેવાયુ હતું કે તું આવે છે ચાલ મારી સાથે)

ત્યાર પછી આ યુવકે પોતાનુ આખું જીવન ગોંડ આદિવાસીઓની સેવામાં વ્યતીત કર્યું. એક ગોંડ મહિલાને પરણ્યો પણ ખરો. આ જ યુવક આદિવાસીઓની સમસ્યા માટે ભારત સરકારનો સલાહકાર છે.

એવું જ બીજું એક 'મદ્રાસના એક સુવિખ્યાત લેખકે એક વિચાર લખ્યો. એ વિચાર સંબંધે વાત કરતાં એ લેખકે મને જણાવ્યુ કે ૨૫૦ વર્ષથી હિમાલયમાં સાધનામાં લીન અને અજ્ઞાત તપસ્વીના આ વિચાર છે. જેની અજાણી આકૃતિએ મારી સામે હાજર થઈને આ બધુ લખાવ્યુ છે.

★

